# આરોગ્યના પ્રદેશ



ઉત્તર હિંદમાં ગંગાદેશ કરીને એક સુંદર ફળદ્રુપ દેશ છે. પવિત્ર ગંગામૈયા આ પ્રદેશમાં થઈને વહે છે ઉત્તર હિંદના આ સપાટ પ્રદેશમાં દેઢેક હજાર માઈલ સુધી વહી ગંગાજીના નિર્મળ જળ બંગાળાના ઉપ-સાગરમાં ભળી જાય છે. ગંગાજી સેંકડો વર્ષથી હિમાલયમાંથી જે કાંપ લઈ આવી આ કાંઠાના ભાગપર પાથરતાં જાય છે તેથી એ ભાગની ફળદ્રુપ-તામાં ઓર વધારો થતો જાય છે. વળી ગંગાદેશમાં વરસાદ પણ સારો પડે છે. એથી ત્યાં દુકાળનું તો કોઈ નામ જ જાણતું નથી ઉપરાંત ત્યાંના હવા-પાણી પણ ઘણા સારા છે.

આ પ્રદેશ ઉત્તર હિંદમાં આરોગ્યપ્રદેશ કહેવાય છે. કારણ કે મરકી, કોગળિયું, શીળી, ક્ષય ને તાવ જેવા [illegible] બીજા દેશોમાં સામાન્ય છે, ત્યારે આ પ્રદેશમાં [illegible] તેનું કોઈ નામ પણ જાણતા નથી. આગાઉ એક વખત એવો પણ હતો કે જ્યારે ગંગાદેશ સર્વ રોગનું ઘર લેખાતો. આવો જબરજસ્ત ફેરફાર કેમ થયો અને તે દેશ આરોગ્ય-પ્રદેશ કેમ બન્યો તે હકીકત આ વાતોમાં આપ-વામાં આવી છે



ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી · અમદાવાદ

રા. બા. રણછોડલાલ છોટાલાલ ઈનામી ગ્રંથમાળા, નં. ૨૩.

# આરોગ્યના પ્રદેશ

## ( એક વાર્તા. )

લેખક,
રેવાશંકર ઓઘડભાઈ સોમપુરા, બી. એ.,
હેડમાસ્તર, ઈંગ્લીશ સ્કૂલ—બોટાદ.

છપાવી પ્રસિદ્ધ કરનાર,
ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી
તરફથી
હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ, બી. એ.,
આસિ. સેક્રેટરી—અમદાવાદ.

કિંમત આઠ આના.

રા. બા. રણછોડલાલ છોટાલાલ ઇનામી ગ્રન્થમાળાનો

# ઉપોદ્ઘાત.

સાર્વજનિક આરોગ્યમાં સુધારો થાય અને કેફી પદાર્થોનું વ્યસન કમી થાય તેવા વિષયો ઉપર પસંદ કરેલા માણસો પાસે અમદાવાદમાં ભાષણો કરાવવાં અને તે ભાષણોમાંનાં જે છપાવી પ્રસિદ્ધ કરવા યોગ્ય જણાય તે છપાવી પ્રસિદ્ધ કરવા સારૂ રા. બા. રણછોડલાલ, સી. આઇ. ઈ., એમણે સન ૧૮૯૦ માં રૂ. ૨૦૦૦) નાં અમદાવાદ મ્યુનિસિપાલટીનાં ડિબેન્ચરો ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને સ્વાધીન કર્યા છે. એના વ્યાજમાંથી ઇનામ આપીને વખતોવખત જે ભાષણો સોસાઇટી કરાવે છે તેમાંના પુસ્તકરૂપે આજસુધીમાં નીચે પ્રમાણે છપાવવામાં આવ્યાં છે:—

| | | |
|---|---|---|
| ૧ | આરોગ્યનાં મૂળતત્ત્વો ... ... | ૦—૩—૦ |
| ૨ | દારૂ ... ... ... ... | ૦—૦—૬ |
| ૩ | કેફ નિષેધક ... ... ... | ૦—૦—૬ |
| ૪ | હિન્દુસ્તાનનાં ગામડાની આરોગ્યતા ... | ૦—૦—૩ |
| ૫ | હિન્દુસ્તાનમાં આરોગ્યતાનો સુધારો ... | ૦—૩—૦ |
| ૬ | તંબાકુ અને ભાંગના માદક તત્ત્વો ... | ૦—૦—૬ |
| ૭ | દારૂ અને તેની તન, મન અને ધન ... ઉપર થતી અસર ... ... ... | ૦—૧૨—૦ |
| ૮ | સાર્વજનિક આરોગ્ય... ... ... | ૦—૧—૦ |
| ૯ | મદ્યપાન નિષેધ ... ... ... | ૦—૦—૬ |

# સાંકળિયું.



| પ્રકરણ. | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|




# આરોગ્યના પ્રદેશ. 

## ૧.

## ગંગાદેશ.

ઉત્તર હિંદમાં ગંગાદેશ કરીને એક સુન્દર ફળદ્રુપ દેશ છે. પવિત્ર ગંગામૈયા આ પ્રદેશમાં થઇને વહે છે. તેનું મૂળ દૂર દૂર હિમાલયમાં છે, જેને ગંગોત્રી કહે છે. તેની પાછળ કેદારનાથનાં ચાર મ્હોટાં હિમ શિખરો આવેલાં છે. ઉત્તર હિંદના સપાટ પ્રદેશમાં દોઢેક હજાર માઇલ સુધી વહી ગંગાજીનાં નિર્મળ જળ બંગાળાના ઉપ-સાગરમાં ભળી જાય છે. ગંગાજીના બન્ને કાંઠા બહુ પવિત્ર ગણાય છે. ગંગાજી સેંકડો વર્ષથી હિમાલયમાંથી જે કાંપ લઈ આવી આ કાંઠાના ભાગપર પાથરતાં જાય છે તેથી એ ભાગની ફળદ્રુપતામાં ઓર વધારો થતો જાય છે. વળી ગંગાદેશમાં વરસાદ પણ સારો પડે છે. એથી ત્યાં દુકાળનું તો કોઇ નામ જ જાણતું નથી. વળી ત્યાંના હવા-પાણી પણ ઘણાં સારાં છે. એ દેશનું રાજનગર ગંગાપુર છે. ત્યાં બહાદૂર રજપૂતોનું રાજ્ય છે. કેટલાંક વર્ષ થયાં ત્યાં રામસિંહજી નામે રાજા ગાદીપર છે, જે બહુ દક્ષતાથી રાજ્યકારભાર ચલાવે છે. તેમની રૈયત ઘણી સુખી છે. કેટલાયે પ્રજાજન લક્ષાધિપતિઓ છે. સઘળી પ્રજા રાજાજીને ચાહે છે, અને તેમનો હુકમ આનન્દથી માથે ચઢાવે છે. તેમના વડવાઓએ સેંકડો વર્ષથી આ ભૂમિનું રાજ્ય સંપાદન કરેલું અને ઉત્તરોત્તર બધા રાજાએ પ્રજાને પૂર્ણ સુખ આપવા યત્ન કરેલા. કોઇએ રૈયતને કદી રંજાડી હોય તેવું યાદ નથી.

આ પ્રદેશ ઉત્તર હિંદમાં આરોગ્ય પ્રદેશ કહેવાય છે. કારણ કે મરકી, કોગળીયું, શીળી, ક્ષય ને તાવ જેવા સામાન્ય રોગો બીજા દેશોમાં સાધારણ છે, જ્યારે આ પ્રદેશમાં અત્યારે તેનું કોઇ નામ પણ જાણતું નથી. અગાઉ એક વખત એવો પણ હતો કે જ્યારે ગંગાદેશ સર્વ રોગનું ઘર લેખાતો. આવો જબ્બર ફેરફાર કેમ થયો અને તે દેશ આરોગ્ય પ્રદેશ કેમ બન્યો તે હકીકત આ વાર્તામાં આપવામાં આવી છે.

૨.

## વાઘનો શિકાર.

હાલના રાજા રામસિંહજીના દાદા પ્રતાપસિંહજીના સમયમાં કેપ્ટન જોરાવરસિંહજી નામના એક કેળવાયલા લશ્કરી અમલદાર અહીં શિકાર સારૂ આવેલા. તેને સિંહ ને વાઘના શિકારનો ઘણો શોખ હતો. કોડીબંધ વાઘ તેણે મારેલા તેથી તે વાઘમાર કહેવાતા. શરીરે મજબુત ને કદાવર હતા. જોરાવરસિંહને ગંગાપુરમાં રાજાજીએ ખાસ આમંત્રણથી બોલાવ્યા હતા. તે ત્યાં આવી રાજાજીને પ્રેમથી મળ્યા. પહેલી જ મુલાકાત વેળા રાજાજીએ કહ્યું: “ આપ આવ્યા તેથી ભારે આનન્દ થયો. આ શહેરથી ઉત્તરે પચાસેક ગાઉપર હિમાલયની ટેકરીઓની મધ્યમાં ઘાડું જંગલ છે. એ ટેકરીઓની તળેટીમાં એક ગામ છે ત્યાંના ત્રણ–ચાર મ્હોટા વાઘ ગામના લોકને હેરાન કરે છે. તેમાં એક વાઘ તથા વાઘણે તો કાળો કેર વર્તાવ્યો છે ને લોકો તેને વાઘરાજા અને વાઘણ રાણી–એવા નામથી જ ઓળખે છે. ત્યાં તેનો એટલો તો ત્રાસ વર્તી રહ્યો છે કે ત્યાંની ટપાલ પણ હલકારા આ બાજુ ઘણા દિવસથી લાવી શક્યા નથી. ધોળે દહાડે હલકારા આ બાજુ આવવા પણ હિંમત ધરતા નથી. કેમકે વાઘે ઘણાને મારી નાંખ્યા છે. દર વર્ષે સેંકડો ઢોર પકડી પકડીને તે ફાડી ખાય છે. વળી ત્યાં ચિત્તા પણ ઘણા છે. એક ચિત્તો તો માણસથીયે ડરતો નથી. પ્રથમ તેણે ઘેટાંથી શરૂ કર્યું ને હવે તે છોકરાં ઉપાડી જવા લાગ્યો છે. લોકો તેને ‘ ચોર ’ કહે છે. પચાસેક છોકરાં તેણે માર્યા હશે. ગામલોક તેનાથી પણ ડરે છે. માટે આપ એ પ્રદેશમાં શિકારે જાવ તો સારૂં. લોકો તેથી ભયમુક્ત થશે. હું મુખી પર ચીઠ્ઠી લખાવું છું. તે આપને જોઇતી સર્વ સગવડ કરી આપશે.” આ વાત ચાલતી હતી તે વેળા રાજા પ્રતાપસિંહનો ન્હાનો ભાઇ ગુલાબસિંહ ત્યાં હાજર હતો. તેને શિકારનો શોખ હતો. તેથી કે. જોરાવરસિંહજી સાથે જવા તેણે રજા માંગી.

"એ જંગલનો હું ભોમીયો છું, ને મને પણ તે વાઘ તથા ચિત્તાનો શિકાર કરવા ઘણા વખતથી મન છે. આ શિકાર પણ બહુ વિકટ છે, માટે એક કરતાં બે ભલા." એટલે તે પણ રાજાજીની આજ્ઞા મેળવી કેપ્ટન સાથે જવા તૈયાર થયો.

બીજે દહાડે તે બન્ને જણ એક-બે નોકરોને સાથે લઇ શિકાર માટે ઉપડયા. મંગળસિંહ નામે એક પંજાબી નિમકહલાલ શીખ નોકર કેપ્ટન જોડે હતો. તે શૂરો હતો ને ધાર્યો ઘા કરતો. થોડા દહાડામાં એ ટેકરીઓની તળેટીમાં આ ત્રણે જણ આવી પહોંચ્યા. એક માણસ ખબર લાવ્યો કે વાઘ રાજાએ એક માણસ તથા એક બૈરીને આજ સવારે જ ફાડી ખાધાં. કેપ્ટને કહ્યું કે "આજ તો બહુ મોડું થયું છે. કાલે બપોરે વાઘ ઉંઘતો હોય તે વેળા હુલકું કરવાની ગોઠવણ કરાવજો અને આપણે માટે માંચડો તૈયાર રખાવજો કે જેથી આપણે તેને ગોળીએ દઈ દઇશું. પણ વાઘરાણી તેની જોડે છે?" પેલા માણસે ઉત્તર દીધો, "હાજી, વાઘરાણીનું પણ પગેરૂં ત્યાં હતું, બન્ને ત્યાં જ છે." ગુલાબસિંહે હુકમ આપી દીધો કે, "હુલકું કરવા કાલે સવારે સો માણસો તૈયાર રાખજો."

વાઘનો શિકાર કરતી વેળા વાઘની બોડ પાછળ અર્ધોક માઇલ દૂર ઘણા માણસોને છાનામાના ઉભા રાખવા પડે છે અને શિકારીઓ બોડની સામી બાજુ અર્ધોક માઇલને છેટે માંચડા ઉપર બેસે છે. પછી જ્યારે અમુક નિશાની શિકારીઓ આપે એટલે માણસો રીડીયા ચાસકા નાંખવા માંડે છે, ને ઢોલ ટીપે છે તથા થાય તેટલો શોરબકોર મચાવી મૂકે છે; અને ધીમે ધીમે વાઘની બોડ તરફ આગળ વધતા જાય છે, જેથી વાઘ ભડકીને ભાગે છે અને જે દિશામાંથી રીડીયા ચાસકા આવતા હોય તે તરફ માણસોનું મ્હોટું ટોળું લાકડીઓ ઈત્યાદિ સાથે સામું તૈયાર જોઇ બીજી દિશા તરફ ફરે છે, ત્યાં નિરવ શાન્તિ ભાળી એ તરફ દોડે છે એટલે માંચડા પરથી શિકારીઓ ગોળીઓ છોડે છે ને તેને ઠાર કરે છે.

બીજે દહાડે કેપ્ટન, ગુલાબસિંહ તથા મંગળસિંહ સવારે વહેલા ઉઠયા ને નાસ્તો કરી ઘોડાપર બેસી એ તળેટીમાં આવી પહોંચ્યા. હુલકું કરવા સોએક માણુસ રાખવામાં આવે છે. પણ માત્ર ત્યાં દસ-બાર જ આદમી ઉભેલા જોઈ ગુલાબસિંહે મુખીને પૂછ્યું, "હુલકું કરનાર માણુસો તૈયાર રાખવા કહેલ તે કયાં છે?" મુખીએ કહ્યું, "આઠ દહાડા પહેલાં જ આ ભાગમાં કોલેરા ફાટી નીકળ્યો હતો તેમાં ઘણા માણુસોનો ઘાણ નીકળી ગયો અને હજુ ઘણા જણ મરવાની અણીપર આવી રહ્યા છે; જેથી માત્ર આ દસ જ જણ મને મળી શકયા છે. અહીંથી બબ્બે ગાઉ વા, ભોંમાં આ ઉપરાંત એક આદમીનું જણ્યું હાથ આવે તેમ નથી."

ગુલાબસિંહે કહ્યું, "હવે શું થાય? દસ માણસથી કંઇ હુલકું થઇ શકે? છતાં ચાલો જોઇએ તો ખરા," એમ કહી ગુલાબસિંહ, કેપ્ટન તથા મંગળસિંહ માંચડાપર બંદૂકો ભરીને બેઠા. મુખી દસ માણુસો લઇ રીડીયા કરવા પહોંચ્યો. પણ આવા મ્હોટા વાઘ દંપતીને ભડકાવવા આટલા માણસ શા હિસાબમાં? વાઘ બ્હીવાને બદલે હુંકારા કરતો ત્રાપ મારી તે હુલકું કરનારાઓના ટોળાપર જ પડયો ને બે જણુને ઠાર કર્યા અને પાસેના જંગલમાં નાસી છૂટયો. કેપ્ટન કહે, "આ ન બને. હવે આમ તો હુલકું ન જ થાય. આપણે પગપાળા તેના પછવાડે જઈ તેને માર્યે જ છૂટકો છે." ગુલાબસિંહે કહ્યું, "તો હવે વખત ગુમાવવા જેવું નથી. આપણે ત્રણ છીએ ને વાઘ વાઘણુ બે જ છે માટે કશી હરકત આવવાની નથી," એમ કહી ત્રણે જણુ ચાલી નીકળ્યા. પણ મુખીને બ્હીક લાગી કે વાઘ બહુ શયતાન છે તેથી આ લોક કદાચ જીવતા પાછા નહિં આવે.

પણ આ ત્રણે જણુ બહાદૂરીથી ઉપડયા અને હળવેથી પગ માંડતા આગળ વધ્યા. તરત જ વાઘનો હુંકાર તેમણે સાંભળ્યો. પણ કંઇ નજરે પડયું નહિં. ઉન્હાળાની શરૂઆત હોવાથી પીળાં સૂકાં

પાંદડાના ઢગ જમીનપર ઘણે સ્થળે થયા હતા, જેથી ભોંયપર પડેલા વાઘના રંગ જોડે પાંદડાનો રંગ એક થઇ જતો હતો. તેઓ ધીમે પગલે આગળ જતા હતા. કેપ્ટન સૌથી આગળ હતા, પછવાડે મંગળસિંહ બે બંદૂકો ભરેલી લઈ જતો હતો ને છેલ્લા ગુલાબસિંહ ચારે બાજુ ઝીણી નજરે જોતા આગળ જતા હતા. થોડેક ગયા બાદ ગુલાબસિંહે બધાને ઉભા રાખી દસેક વાર છેટે પડેલા વાઘને બતાવ્યો. એક પળ પણ થોભ્યા વગર ત્રણેએ બંદૂકો તાકી. વાઘ તાડૂકી કૂદકો મારી બહાર આવ્યો. પહેલી કેપ્ટને બંદૂક ફોડી. પણ એની ગોળી જરા નીચી પડી જેથી તેના વાળને અડકી તે ચાલી ગઇ. વાઘ છલંગ મારી ધસી આવ્યો પણ એટલામાં ગુલાબસિંહે તાકીને ગોળી મારી, જે તેના કપાળની ટીલડીમાં પેસી ગઈ અને વાઘ ઢળી પડયો. બન્ને જણ પોતપોતાની બંધુકો ફરી ભરવા મંડયા. પણ એક પલકવારમાં તો વાઘણ કૂદકો મારી ધસી આવી અને પહેલો કોનાપર પંજો નાંખવો તે જ્યાં વિચારે છે ત્યાં જ મંગળસિંહે જામગરી ચાંપી વાઘણના કપાળમાં જ ગોળી ધાબડી અને તુરત વાઘણ ઢળી પડી.

"સાબાશ, સાબાશ મંગળસિંહ! ખૂબ કરી, આપણા ત્રણેના જીવન સુતરને તાંતણે લટકી રહ્યાં હતાં. જો આ ઘા ચુકયા હોત તો વાઘણ ત્રણેને પુરા કરત, કેમકે આપણી બંદૂકો ખાલી હતી. પ્રભુની કૃપા કે ગોળી બરાબર વાગી. નહિં તો આજ આપણું આવી જ બન્યું હતું," એમ કહી ગુલાબસિંહે તેની પીઠ થાબડી. ગામ-લોકો કેટલાક દૂરના ઝાડ પર ચ્હડી આ જોતા હતા તે ત્યાં આવી પહોંચ્યા ને આનન્દઘોષ કરવા લાગ્યા. વાઘ–વાઘણનાં મુડદાં ઉંચકાવી સૌ પાછા મુકામ પર આવી પહોંચ્યા.

બીજે દિવસે ચિત્તો એક છ વર્ષના બાળકને પાસેના ગામ-માંથી ઉઠાવી ગયો હતો તે ખબર મુખી સવારમાં લઇ આવ્યો એટલે તેને ફાડી ખાવા ચિત્તો નિયમ મુજબ સાંજે પોતાની બોડ પર આવે

ત્યારે તેનો શિકાર કરવા ઠેરાવ્યું. સાયંકાળે સૌ ત્યાં ગયા. મુખીએ એક ઝાડ પરથી ચિત્તાની બોડ બતાવી. કેપ્ટન છાના ઉભા રહી બંદૂક ધરી રહ્યા. સૂર્યાસ્ત થવાની તૈયારી વેળા ચિત્તો ધીમે પગલે બોડ પાસે આવતો હતો. કેપ્ટને તાકીને ગોળી મારી તેને ફુંકી દીધો. મુખીએ આવી કેપ્ટનનો આભાર માન્યો. પછી સૌ મુકામ પર આવી સૂઇ રહ્યા. ત્રીજે દહાડે ગુલાબસિંહ ગંગાપુર આવવા નીકળ્યા અને કેપ્ટન તથા મંગળસિંહ એ પ્રદેશનું સૌન્દર્ય જોવા ત્યાં રોકાયા.

તે વેળા લોકો રોગથી ત્રાસી ગયા હતા. કેટલેક સ્થળે મરકી ચાલતી હતી. અન્ય સ્થળે કૅાલેરાથી લોકો મરતાં હતાં. મેલેરિયા તાવ તો સર્વત્ર ચાલતો હતો. ત્રાસ વર્તાવનારાં વાઘ-વાઘણ તથા ચિત્તાને મારી કેપ્ટને લોકને નિર્ભય કર્યા હતા તેથી ઉપકારથી ઉભરાતે હૃદયે લોકો કેપ્ટનનું સ્વાગત કરતા હતા કેપ્ટનને ત્યાં પ્રવર્તતા રોગોથી લોકોની દયા આવી અને એ પ્રદેશને રોગમુક્ત કરવા સારૂ બંદોબસ્ત કરવા માટે રાજા પ્રતાપસિંહજીને અરજ કરવા કેપ્ટને નિશ્ચય કર્યો. પણ મંગળસિંહ કહે, "આમાં લોકોને રાજા અગર કોઇ માનવી શી રીતે રોગમુક્ત કરી શકે? એ તો જેવાં લોકનાં કિસ્મત. કંઇ મરકી કે કોલેરા થયેલ લોક સાજાં થાય?" કેપ્ટને ઉત્તર દીધો કે, "તેમાં ઘણું કરી શકાય. વિલાયતમાં પણ વર્ષો અગાઉ આ રોગ ખૂબ ફાટી નીકળતા. પણ હાલ ત્યાં એ રોગોનું નામ પણ નથી. તો અહીં પણ તે કેમ નાબુદ ન થાય?"

હવે ઉન્હાળો પુરો થઇ રહેવા આવ્યો હતો ને ચોમાસુ બેસવાની તૈયારી હતી. તે વેળા કેપ્ટન મુકામ ઉપાડી ગંગાપુર આવ્યા. આ પ્રવાસમાં પોતે ૩૫ વાઘ ને ચિત્તા માર્યા હતા તેના ચામડાં લેતા આવ્યા. રાજાજીએ તેનો સારો સત્કાર કર્યો ને એક બે દહાડા ત્યાં રોકાવા આગ્રહ કર્યો.

## ૩.
## રાજા પ્રતાપસિંહની કચેરી.

બીજે દહાડે રાજાજીએ કચેરી ભરી કેપ્ટનને ભારે માન આપ્યું. કેપ્ટને ચાંદીના પતરાંથી મઢેલ એક બંદૂકની ભેટ ધરીને કહ્યું, “આ બંદૂક અકબર બાદશાહના દરબારની છે, જેનું નામ તેણે ‘દુરસ્તઅંદાઝ’ પાડેલું. મ્હેં એ વડે સો વાઘનો શિકાર કર્યો છે. આપ પણ પ્રજાને રંજાડનારને એ વડે મારી લોકને સુખી કરો એ મ્હારી નમ્ર પ્રાર્થના છે.” આથી ખુશ થઇ રાજાજીએ તે બંદૂક લીધી અને બદલામાં દમાસ્કસના ઉંચા ગજવેલની એક સુન્દર તરવાર ઇનામમાં આપીને કહ્યું, “આ તલવારનું નામ તેઝતેઘ છે, જે અમારા વડવાઓએ દુશ્મનને ઘાસની જેમ કાપી નાંખવામાં વાપરેલી છે.”

ઉપરનું કામ થઇ રહ્યા પછી સામાન્ય વાતચીત ચાલી. રાજાજીએ પૂછ્યું, “તમે અમારા રાજ્યનો ઉત્તર તરફનો પ્રદેશ જોઈ આવ્યા. તમે ગંગાદેશ કરતાં વધુ સુન્દર પ્રદેશ કોઇ જોયો છે?”

કેપ્ટને ઉત્તર દીધો, “રાજા સાહેબ, આપનો દેશ ઘણો સરસ છે. આપની રૈયત સુખી તથા સંતોષી છે. હિન્દમાં ગંગા દેશથી વધુ સારા પ્રદેશ બહુ થોડા મ્હેં જોયા છે. અહીં વાઘ તો ઘણા મ્હોટા તથા વિકાળ થાય છે. શિકારની તો અહીં વિપુલતા છે. પણ આ આપના દેશમાં એક બે બાબતમાં તાત્કાલીક સુધારાનો સંપૂર્ણ અવકાશ છે એમ હું જોઇ શકયો છું.”

રાજાજી કહે “હું એ જ બાબત જાણવા માગું છું. મ્હારો દેશ કેમ સુધરે, લોકો કેમ સમૃદ્ધ બને તેનો હું રોજ વિચાર કરૂં છું. માટે તમે જે જે ખામી બતાવશો તે સાંભળવા હું બહુ ઉત્સુક છું. તમે દુનિયા પર બધે ફર્યા છો ને વિશાળ અનુભવ ધરાવો છો. તેથી જેમ ખામીઓ જુઓ છો તેમ તેને દૂર કરવાના ઉપાય પણ જાણતા હશો જ.”

“મ્હેં હિન્દના બધા પ્રાન્ત તથા દુનિયાના ઘણા ભાગમાં પર્યટન

કર્યું છે; અને આંખ કાન ઉઘાડા રાખીને ફર્યો છું. દેશાટન જેવું અન્ય સરસ શિક્ષણ નથી. પુસ્તકના વાચનથી ઉપયોગી જ્ઞાન મળે છે. પણ જોવા સાંભળવાથી વધુ ઉપયોગી સચોટ જ્ઞાન પ્રાપ્ત થાય છે. હવે એક બે બાબતમાં મ્હેં જે ખામી જોઇ તે આપને કહું– આપને ત્યાંના ઢોર સાવ ખરાબ નથી પણ અન્ય દેશોનાં ગાયો તથા આખલા મ્હેં અહીં કરતાં ઘણા સારા જોયાં છે. અહીંની છ ગાયોના જેટલું દૂધ ઇંગ્લાંડની એક ગાય આપે છે, ને તે દૂધ પણ સારૂં ને ઘીયાળ હોય છે. ત્યાંના આખલા બહુ મ્હોટા, સારા ને કિમતી હોય છે. આપના ગંગા દેશના સારામાં સારા આખલાની કિંમત આપ કેટલી ધારો છો ?"

ગુલાબસિંહ:—"મ્હારી પાસે સારામાં સારો આખલો છે, જેની કિંમત એક હજાર રૂપિયાની થઇ છે."

કેપ્ટન:—"ઇંગ્લાંડમાં દસ દસ હજાર રૂપિયાના એકેકા આખલા મ્હેં જોયા છે અને જ્યારે હું વિલાયત ગયેલો ત્યારે 'એડ-ગેકાટ હીરો' નામના ટુંકા શીંગડાવાળા એક આખલાની કિંમત કાર્ડીફમાં એક લાખ રૂપિયા ઉપજેલી, જેનાથી ઉત્પન્ન થયલા વાછ-રડાંની એકેકની કિંમત ત્રીસ હજાર રૂપિયા ઉપજે છે."

રાજાજીને આશ્ચર્ય થયું. "એ તો બહુ નવાઇ જેવું કહેવાય. દસ હજારનો આખલો ! મ્હેં તો કદી જાણ્યો જ નથી. ત્યારે લાખની તો વાત જ શું કરવી ? ત્યારે એ તો ઘણો સરસ આખલો હોવો જોઇએ. ત્યારે એવી જ ભારે કિંમતની ગાય પણ શું ત્યાં તમે જોયલી ?"

કેપ્ટન:—"હાજી, એક સારામાં સારી ગાય 'ટેરલિંગ' હતી, જેના સાઠ હજાર રૂપિયા ઉપજેલા."

રાજાજી:—"વાહ વાહ ! ત્યારે એ ગાય તો દેવોની કામધેનુ સુરભિના જ કુળની હોવી જોઇએ. એ ગાયનો વાછરડો મળે તો આપણે ખરીદીએ."

કેપ્ટન:—"હિન્દના પણ કેટલાક ભાગમાં અહીંના કરતાં

સારાં પ્રાણીઓ મ્હેં જોયાં છે. આપને ત્યાંના ઘેટાં તો ઘણા ન્હાના છે, તે ઉન પણ ઘણું થોડું આપે. અહીંના ઘોડા પણ વખાણીએ તેવા નથી. હિંદના કેટલાક રાજાઓ તથા નવાબોને ત્યાં આ કરતાં વધુ સારા ઘોડાં મ્હેં જોયાં છે."

રાજાજી:—"કેપ્ટન સાહેબ, સારા આખલા ને ગાયની ભારેમાં ભારે કિંમત તો તમે કહી પણ સારામાં સારા ઘોડા તો આપણે રજપુતો જ રાખીએ. કેમકે અમને ઘોડેસ્વાર થઈ ફરવાનો, લડવાનો, શિકારનો ભારે શોખ છે. વિલાયતમાં સારામાં સારો ઘોડો કેટલી કિંમતે વેચાયલો તમે જાણ્યો છે?"

કેપ્ટન:—"અરે ઘોડાની તો વળી ત્યાં ખુબ જ કિંમત ઉપજે છે. ત્યાં સૌથી કિમતી ઘોડા શરતના મેદાન પર ઉતરનારા હોય છે. તે શરતમાં દોડે છે ને લાખોના ઇનામ તેના માલેકોને સારૂ મેળવે છે. 'એસ્કોટ ગોલ્ડ કપ' જીતનાર પ્રિન્સ પેલોટેન નામના શરતના ઘોડાની કિંમત પાંચ લાખ રૂપિયા ઉપજેલી. બાકી સામાન્ય શિકારી ઘોડાની કિંમત ચાલીસથી પચાસ હઝાર રૂપિયાની હોય છે."

"આપણે ત્યાંનું અનાજ—ચાવલ, ઘઉં, બાજરી, ફળફળાદિ ઘણા સારા થાય છે. પણ અન્ય દેશોમાં આથી પણ વધુ સારાં થાય છે. આપને ત્યાં કોલસા, લોઢું કે સોનાની ખાણો નથી. મને એ વિષયની બહુ સમજ નથી. પણ અહીં ભટકતાં કેટલેક સ્થળે કોલસાની નિશાનીઓ મ્હેં જોઇ; અને એક નદીની રેતીમાં સોનાનાં કણ પણ મ્હેં જોયાં છે. તેથી આપના દેશમાં કોલસો તથા સોનું પણ મળે તેવું છે. આપને ત્યાં સારા વણકર છે તથા ત્રાંબા પિત્તળનું સારૂ નકસી કામ કરનાર કંસારા પણ છે. પણ આથી વધુ સારૂં કામ કરનાર મ્હેં બીજે જોયા છે."

"હવે એક ઘણી જ અગત્યની વાત કહું. આ દેશમાં ઘણાં ગામડાં તથા શહેરો છે, જ્યાં રોગ અને માંદગીએ આવી વાસો

કર્યો હોય એવું લાગે છે. આ દેશમાં રોગચાળો થતો કેમ અટકાવવો અગર રોગવાળા દર્દીને કેમ સાજો કરવો તેનું તો કોઈને જ્ઞાન જ નથી. પેલા વાઘ રાજા અને વાઘણ રાણીનો શિકાર કરતી વેળા હુલકુ કરનાર પુરા માણસો ગોતતાં પણ જડયા નહિ. કેમકે ઘણા લોક કોલેરામાં સપડાયા હતા. ઘણે સ્થળે લોકો તાવથી પીડાય છે. આપની રૈયતના હજારો લોકના મ્હોંઢાં શીળીના ચાઠાથી કદરૂપાં બની ગયાં છે. મ્હેં સાંભળ્યું કે સેંકડો માણસો શીતળાથી ગુજરી પણ ગયા છે. આ બાજુ આવતાં મ્હેં એમ પણ સાંભળ્યું છે કે પ્લેગ પણ કેટલેક સ્થળે ફાટી નીકળ્યો છે ને તેથી ઘણા માણસો દરરોજ મરતાં જાય છે."

રાજાજીએ આ સર્વ વાત ધ્યાનપૂર્વક સાંભળી ને પોતાની રૈયતને રોગથી પીડાતી જાણી દુઃખી થયા ને બોલ્યા, "તહમે મ્હને કેટલીક નવીન વાત કહી છે. પણ દર વર્ષ આ રૂતુમાં રોગચાળો તો અહીં ફાટી નીકળે છે. એટલે શું કરીએ? અન્ય દેશમાં શું એવું નહિ થતું હોય? ખુદ વિલાયતમાં એ સ્થિતિ નથી? તમે કહ્યું કે આ બાબતમાં સુધારાને અવકાશ છે તો મ્હારે શું પગલાં લેવાં તે કહી શકો છો? જેથી અમારા લોકો સુખી, નિરોગી ને સાધનસંપન્ન બને."

કેપ્ટનઃ—"આપ નામવર કૃપા કરી પૂછો છો તો મ્હારા નમ્ર મત મુજબ જે શ્રેષ્ઠ ઉપાય લાગે છે તે બતાવું છું. પ્રથમ તો રૈયતના આરોગ્ય પ્રત્યે આપે ખૂબ લક્ષ આપવું ઘટે. જો લોકો નિરોગી ન હોય તો તેઓ સુખી ન થાય. આરોગ્ય વગર શરીરમાં શક્તિ ક્યાંથી રહે? માંદા ખેડૂત મહેનત ન કરી શકે. જેથી ખેતી સારી થાય નહિં. રોગથી પીડાતા કંસારા, સુતાર, લુહાર, કુંભાર કે અન્ય કારીગર વર્ગ સારૂં કામ શી રીતે કરી શકે? 'આપે વિલાયતમાં રોગ નથી?' એમ પૂછ્યું. તો ત્યાં પણ ત્રણ ચાર સૈકા અગાઉ એક વેળા મરકી સખ્ત ફાટી નીકળેલી; જેથી હજારો

લોકો ગુજરી ગયા હતા. પણ કેટલાક વર્ષથી આ રોગ ત્યાંના વિદ્વાન દાક્તરોએ સાવ નાબુદ કર્યો છે. કોલેરા અગર તાવના વ્યાધિ પણ ત્યાં ઘણા ઓછા છે-બલ્કે મુદ્દલ નથી એમ કહીએ તો ચાલે. હિંદમાં પણ એવા પ્રદેશ છે કે જ્યાં આ રોગ બહુ ઓછા છે; ને ઘણાં થોડાં માણસ એથી મૃત્યુ પામે છે પણ આ ગંગા દેશ તો સર્વ રોગનું ઘર હોય એવું થઇ પડયું છે."

રાજાજીઃ—"આપની વાત સાચી છે. અહીં આવનાર ઘણા મુસાફરો એમજ કહે છે. અમને પણ ઘણું લાગી આવે છે. પણ આ દૈવાધીન વાતમાં અમારો શું ઉપાય?"

કેપ્ટનઃ—"અન્ય દેશોમાંથી આ રોગોને રૂખસદ મળી ચુકી તો અહીંથી પણ તે ખુશીથી નાબુદ થઇ શકે. અહીંના હવાપાણી નિરોગી છે, જમીન રસાળ છે, વરસાદ સારો પડે છે; જેથી આપ ધારો છો તેમ આ દેશ ઘણો સમૃદ્ધ તથા નિરોગી બનાવી શકાય."

રાજાજીઃ—"પ્રભુ કૃપાથી અમારૂં ચાલે તે બધું કરી છૂટવા અમે તૈયાર છીએ."

કેપ્ટનઃ—"આપ ધારો તો અહીંના ઢોર, અહીંનું અનાજ, ફળફળાદિ, ઉદ્યોગ હુન્નર સર્વ સુધારી શકો. ઑસ્ટ્રેલિયા કરીને એક પાંચમો ખંડ છે. ત્યાં આજથી સો વર્ષ પર એક પણ ઘોડો, ગાય, બળદ કે ઘેટું નહોતું. અત્યારે ત્યાં સારામાં સારા પ્રાણી ઉછેર્યા છે, જે મ્હોટી સંખ્યામાં ત્યાં ફાલ્યા ફુલ્યાં છે. તેમજ ઉત્તર અમેરિકા ને કેનેડા પણ ત્રણસો વર્ષ પર સાવ જંગલ હતાં; ત્યાં પણ યુરોપીઅન લોકો વસ્યા ને સારી ઓલાદના પ્રાણી લાવી તેને ઉછેર્યા. તેથી એ દેશો પણ સમૃદ્ધિના ધામ સમ થઇ પડયાં છે. આનું મુખ્ય કારણ ત્યાંના લોકો ઉદ્યમી છે તથા કંઇક નવું શોધી કાઢી સુધારાવધારા જલદીથી ગ્રહણ કરે છે. અન્ય અનેક દેશોમાં આવું જ જોવામાં આવશે. અંગ્રેજ લોક સારા વહાણવટી હોવાથી જગતના જે જે ભાગમાં તે જાય ને ત્યાં જે કંઇ નવું

જુએ તે પોતે દુનિયાના કોઇ અન્ય ભાગમાં જાય ત્યાં બતાવે છે, ને દાખલ કરાવે છે. દા. ત. અમેરિકા તથા ઇજીપ્તના નવાં રૂ તથા ચોખાના બીયાં પણ લઇ આવી તે હિન્દમાં દાખલ કર્યાં છે અને હિન્દના ખેડુતોએ તે વાવી સારો લાભ ઉઠાવ્યો છે. નવાં ઢોર તથા ઘોડા પણ તે લોકો અહીં લઇ આવ્યા છે, જેનાથી હિન્દના કેટલાક રજવાડાંએ નવી ઓલાદ પેદા કરાવી ઉછેર્યાં છે. કેટલાંક નવીન પ્રકારનાં ખેતીના ઓજારો શોધી તથા નવાં બીજ લાવી અમેરિકાના ખેડુતો પાસે ખેતી કરાવે છે, જેથી ત્રણ ત્રણ ગણું અનાજ પાકે છે. માટે મ્હારી પણ આપને એ જ સલાહ છે. આપ જાતે ન જઈ શકો તો ગુલાબસિંહ તથા એકાદ બે ઉમરાવોને બહાર શું સ્થિતિ છે તે જોવા માટે મોકલો. એક વર્ષ સુધી પર્યટન કરી અહીં જે જે સુધારા થઇ શકે તેમ હોય તેની નોંધ લો અને જે જે વસ્તુ બહારથી અહીં લાવવાની જરૂર જણાય તે ત્યાંથી અહીં મોકલવા માટે દરેક સ્થળે એકેક આડતીયો નિમતા આવે. પ્રથમ તો આરોગ્યની વાતજ હાથ પર લ્યો. આપના દિવાનને કલકત્તા અગર મુંબઇ મોકલો ને ત્યાંથી એક બે સારા દાક્તરોને નોકરીમાં રાખી લઈ અહીં લાવો."

**રાજાજી:**—"ત્યારે આપ પણ એકાદ બે વર્ષ અહીં રહી જાઓ તો ઠીક પડે. આપની સલાહની અમને વારંવાર જરૂર પડશે. આપ કહેશો તે પગાર આપીશું."

**કેપ્ટન:**—"હું દિલગીર છું કે મ્હારાથી અહીં રહી શકાય તેમ નથી દેશને નિરોગી બનાવવાનું કામ વૈદ્ય દાક્તરનું છે. હું વૈદ્ય દાક્તર નથી, હું તો એક સૈનિક છું. મ્હેં પર્યટન માટે વર્ષ દિવસની રજા લીધી છે. તેમાં ૧૧ માસ તો વીતી ગયા. વળી મ્હારે દૂર નોકરી પર હાજર થવાનું છે માટે હવે તો મ્હારે ઉપડવું જ પડશે. વળી કોઇ દિવસ હું નોકરીમાંથી નિવૃત્ત થઇશ ત્યારે આ બાજુ આવી જઇશ. તે વેળા ગંગા દેશને સમૃદ્ધ તથા નિરોગી જોવા ભાગ્યશાળી થાઉં એમ ઇચ્છું છું.

## ૪.
## કેપ્ટન કોલેરાના ભોગ બન્યા.

ત્રણ દિવસ કેપ્ટન ત્યાં રોકાયા. ચોથે દહાડે સવારે રાજાજીની આજ્ઞા મેળવી ત્યાંથી ઉપડયા. ગંગા દેશમાં આગગાડી નહોતી. તેથી રાત પડે તે ગામડામાં મુકામ કરતા. બીજે દિવસે એક ગામ સાંજે આવ્યું ત્યાં તંબુ નાંખી રાત રહેવા મુકામ કર્યો. બે જ દિવસ અગાઉ તે ગામમાં કોલેરાથી ઘણા માણસો ગુજરી ગયા હતા. કોલેરાવાળા માણસોના કપડાં ગામના તળાવમાં ધોવાતાં તેમાં ત્યાંનો ભરવાડ પોતાની ત્રાંબડી ઉડકી ધોઇને દુધ દોહી લાવ્યો. તાજું દુધ માની કેપ્ટન તે પી ગયા, જેથી કેપ્ટનને ઝાડા ને ઉલટી હાલી મળ્યાં. સવાર પડતાં તે મૃત્યુ પામ્યા. આ ખબર ગંગાપુર પહોંચ્યા એટલે રાજાજીને બહુ આઘાત લાગ્યો. પોતાના દેશની અનારોગ્ય સ્થિતિને લઇ આ અનિષ્ટ બનવા પામ્યું તેથી તેમને બહુ માઠું લાગ્યું. હવે તો તેના સ્મરણચિહ્ન તરીકે પણ તેની સૂચનાઓનો જલદીથી અમલ કરી દેશમાં સુધારા દાખલ કરવા તથા દેશ નિરોગી બનાવવા રાજાજીએ મક્કમ નિશ્ચય કર્યો.

બીજે દહાડે કચેરી ભરી શહેરના પ્રતિષ્ઠિત પુરૂષો તથા અમલદારોને બોલાવ્યા અને રાજાજીએ કહ્યું: “આપણા દેશની અનારોગ્ય સ્થિતિ સુધારવા આપણા મ્હેમાન કેપ્ટન જોરાવરસિંહજીએ આપણને જે જે ઉપાય દર્શાવ્યા છે તે સૌ, વિના વિલંબે આપણે અમલમાં મુકવાજ જોઇએ. એ જ પુરૂષ આપણા દેશની અનારોગ્ય સ્થિતિનો ભોગ થઇ પડયા, એથી અમ્હને બહુ દુ:ખ થાય છે. આજે કુમારશ્રી ગુલાબસિંહજી, દિવાન સાહેબ તથા રાજ્યમંડળના અમુક ભરૂસાપાત્ર સભ્યોને એક વર્ષ માટે આ વિષયના અવલોકનાર્થે ભિન્ન ભિન્ન દેશોમાં અમે મોકલીએ છીએ, જેઓ સારી ઓલાદનાં ઢોર, ફળ, અનાજ વગેરેના નમુના લેતા આવશે. આ કાર્ય માટે તેમને જોઇતા પુરા પૈસા આપવા ખજાનચીને અમે હુકમ કર્યો છે. આ ગૃહસ્થોએ

મુખ્યત્વે આરોગ્ય સંબંધની પૂર્ણ નોંધ દરેક સ્થળે ફરી કરવી, એવી અમારી ખાસ ભલામણ છે. ”

ત્રણ દિવસમાં બધી તૈયારી કરવામાં આવી. સૌને ભિન્ન ભિન્ન ભાગમાં બહાર દેશાવર મોકલવામાં આવ્યા, જે સૌ વર્ષ બાદ પાછા આવ્યા ત્યારે સૂચના મુજબ અન્ય દેશોની ઉંચામાં ઉંચી પેદાશના નમૂના લેતા આવ્યા. એ ધોરણ પર ગંગા દેશમાં ખેતી કરી સારો પાક તેમણે લેવા માંડયો. ખાસ કરી આ પુસ્તકમાં આરોગ્યનો વિષય ચર્ચવાનો છે, જેથી હવે એ જ વિષય પરત્વે આપણે વાત કરીશું. કુમારશ્રી ગુલાબસિંહજી જમના દેશનાં સારાં સારાં ફળફળાદિ-કેરીઓ, જામફળ, દ્રાક્ષ, સીતાફળ, દાડમ, પપૈયા, ને ટેટીઓ લાવેલ, જે રાજ્ય મહેલના ફરતા બગીચામાં રોપાવી ઉત્તમ રીતે ઉછેરવા માંડયા.

દિવાન પોતાની જોડે કલકત્તાથી તથા મુંબાઇથી બબ્બે સારા દાક્તરોને બાર વર્ષ સુધી રાજ્યની નોકરી કરવાની શરતથી સારા પગારથી સાથે લેતા આવ્યા. આ દાક્તરોની સલાહ મુજબ સર્વ પ્રજાને પાળવાના આરોગ્યના નિયમ રાજા પ્રતાપસિંહે રચ્યા. એ નિયમને કાયદાનું રૂપ આપ્યું કે જેથી દરેકને તે અનુસાર વર્તવું જ પડે. લોકોને પ્રથમથી જ સમજાવી વાકેફ કર્યા હતા કે એ નિયમો તેમના શ્રેય માટે છે; તેથી સૌ આનન્દથી તે પાળતા. સર્વ રોગ થોડે થોડે ઓછા થતા ગયા ને દેશ સુખી થવા લાગ્યો. આ સર્વ કંઈ એકદમ ન બન્યું. પણ એ સ્થિતિ પર પહોંચતાં કેટલાક વર્ષ લાગ્યાં. રાજા પ્રતાપસિંહજી એંશી વર્ષના થઈ ગુજરી ગયા. ત્યાર બાદ તેમના પુત્ર સૂરસિંહજી પિતાને પગલે ચાલ્યા. તે પણ દર પાંચ પાંચ વર્ષે પોતાના દાક્તરો તથા અમલદારોને બહારગામ મોકલી ત્યાંની સ્થિતિ તપાસી યોગ્ય જણાય તેવો ઉમેરો પેલા આરોગ્યના નિયમોમાં કરતા. તેના મૃત્યુ પછી રાજા રામસિંહજી ગાદીએ આવ્યા જે હજુ હયાત છે. પોતાની રૈયતને સુખી કરવા આ રાજાએ તો સારો પ્રબંધ રચ્યો. તેણે પોતાના રાજ્યના થોડાક

અતિ ચાલાક હોંશિયાર યુવાનોને વિલાયત અભ્યાસાર્થે રાજ્યના ખર્ચે મોકલ્યા અને ઈંગ્લાન્ડની છેલ્લામાં છેલ્લી શોધ પ્રમાણે ગંગા દેશમાં આરોગ્યના નિયમ રચવામાં આવ્યા ત્યારથી ગંગા દેશ ઘણોજ નિરોગી પ્રદેશ બન્યો અને તે 'આરોગ્યનો પ્રદેશ' કહેવાવા લાગ્યો.

---

૫

## ડૉકટર સીતારામ.

હાલ ગંગાદેશનો મુખ્ય તબીબી અમલદાર ડૉ. સીતારામ છે. મૂળ તે એ દેશના રહીશ નહોતા. તેના પિતા જમના દેશના વતની હતા ને ત્યાં વેપાર કરતા. પણ ગંગા દેશ નિરોગી જોઈ ત્યાં રહેવા ગયલા. તે વેળા આ સીતારામ બે વર્ષનો બાળક હતો. ન્હાનપણથી જ તે હોંશિયાર હતો ને અભ્યાસ પ્રત્યે પ્રીતિ હતી. પુસ્તકો વાંચવાનો ભારે શોખ હતો. થોડા સમયમાં પોતાની નિશાળનો તે વડો વિદ્યાર્થી બન્યો. અંગ્રેજી બહુ સારૂં આવડતું. પ્રાથમિક નિશાળથી તે કોલેજ લગીનો અભ્યાસ કર્યો ત્યાં લગણ તે સૌથી ઉપર નંબરજ રાખતો. તેનો ખાસ શોખનો વિષય વિજ્ઞાન હતું. ઉંચા અભ્યાસાર્થે રાજાજીએ તેને પસંદ કરી વિલાયત મોકલ્યો. ત્યાં સાત વર્ષ રહી સખ્ત મહેનત કરી ત્યાંની વિદ્યાપીઠમાં પહેલો નંબર લીધો. તેના અધ્યાપકો કહેતા કે 'આવો સરસ વિદ્યાર્થી અગાઉ કદી અહીં આવ્યો નથી.' તે હોંશિયાર હતો, વિનયશીલ હતો તેથી તે પાછો આવ્યો એટલે તરતજ ગંગા દેશ રાજ્યના વડા તબીબી અમલદાર તરીકે તેની નીમણુંક કરી. તે ગંગાપુરમાંજ રહેતો. તેની મુખ્ય ફરજ રાજાજી તથા રાજ્ય કુટુંબની તબીબી સેવાની ખાસ હતી. તે એટલો બધો હોંશિયાર હતો કે ગમે તેવો જીવલેણ રોગ પણ તેના હાથે સુધરી જતો. તે દયાળુ પણ એટલો હતો કે તે ગરીબોની દવા મફત કરતો.

દાક્તર સીતારામને આવ્યાં ચાર વર્ષ થઈ ગયાં હતાં પણ તે

પોતાના ધંધામાં તથા અભ્યાસમાં એટલો મશગુલ રહેતો કે તેના માતપિતાએ તેના લગ્નની વાત બે ત્રણ વાર છેડી પણ પોતે તે પ્રત્યે લક્ષ ન આપતો. એ કહેતો, "મ્હને એ સારૂ વખતજ નથી. મ્હેં તો લગ્ન જુદી તરેહના કરી દીધાં છે. મ્હારી સ્ત્રી મ્હારૂં કામ છે, મ્હારૂં દવાખાનું એ મ્હારો ઘરસંસાર છે, અને મ્હારા દર્દીઓ એ મ્હારાં બચ્ચાં છે." પણ માતપિતાને એથી સંતોષ થતો નહિં. ત્રીશમું વર્ષ જે દહાડે બેઠું તે વર્ષગાંઠને રોજ તેના વૃદ્ધ માતાપિતાએ છેલ્લી વિનવણી કરી જોવાનું નક્કી કર્યું. પિતાએ કહ્યું," ભાઇ, તું અમ્હારો એકનો એક પુત્ર છે. હવે ત્હારે પરણવું પડશે. અમ્હારા મૃત્યુ પછી અમારા આત્માની શાન્તિ અર્થે અમારૂં શ્રાદ્ધ ઈત્યાદિ ઉત્તર ક્રિયા તો તું કરીશ. પણ તું જાણે છે કે માણસ મરણને આધીન તો છે જ. દીર્ઘકાળ પછી પણ સૌને મૃત્યુને ભેટયા વગર છૂટકો જ નથી. માટે પાછળથી કુટુંબમાં કોઇ ન હોય તો પિતૃઓને દુઃખી થવું પડે ને શ્રાપ દે. માટે દરેક હિન્દુએ લગ્ન તો કરવુંજ જોઇએ. માટે જો તું હવે લગ્ન કરે તો અમ્હારા હૃદયને આનન્દ થાય ને ઇશ્વર પણ રાજી રહે." માતાએ પણ કહ્યું, "સાચું, મ્હારા ખોળામાં ત્હારા ન્હાના ન્હાના બચ્ચાંઓ રમતા હોય ને કાલુંઘેલું બોલતાં હોય તે દિવસની હું રોજ ઝંખના કરી રહી છું. આપણું ઘર બચ્ચાં વગરનું સ્મશાન જેવું લાગે છે. તું જ ન્હાનો હતો ત્યારે પેલા સંસ્કૃત કાવ્યમાં વાંચતો કે ઘરમાં બચ્ચાંના નાદ જેવું બીજું મધુર સંગીત નથી. ઘરમાં ન્હાનાં બાળકોના કિલકિલાટ કરતાં બીજો વધુ મીઠો સરોદ કયાં છે? આપણા ઘરમાં તો અત્યારે સ્મશાનની શાન્તિ જેવું લાગે છે. માટે હવે હું ખોળો પાથરીને વિનવું છું કે તું જલદીથી લગ્ન કર, જેથી ત્હારા બચ્ચાંને રમાડી હું મરૂં તો મ્હારૂં મન શાન્તિ પામે."

વૃદ્ધ માતા પિતાના ઉપલા શબ્દોની અસર ડૉ. સીતારામના મન પર ખૂબ થઇ. તેથી તેણે ઉત્તર દીધો, "જ્યારે ત્હમારી એવીજ

ઇચ્છા છે તો ત્હમને રાજી રાખવા ખાતર હું લગ્ન કરવા હા પાડું છું. પણ લાયક કન્યા ક્યાં છે ? આ દેશમાં તો આપણી જ્ઞાતિનું એકેય ઘર ક્યાં છે ?" આ ઉત્તર સાંભળી માતા હર્ષઘેલી થઇ આનન્દના આંસુ સારવા લાગી. પિતાએ કહ્યું "જમના દેશમાં રામપુર કરીને ગામ છે ત્યાં એક મ્હારો જુનો મિત્ર રામદાસ કરીને છે. તે ત્યાં મુખ્ય વકીલ છે ને ઘણો પ્રતિષ્ઠિત માણસ છે. ગઇ કાલેજ ત્યાંથી આપણો એક નાત ભાઇ કંઇ કામસર અહીં આવ્યો છે તે અહીં મળવા આવ્યો હતો ત્યારે વાત કરતો હતો કે રામદાસ વકીલની કન્યા કમળા ઉમ્મર લાયક થઇ છે ને તે સુશીલ જમાઇની ખોળમાં છે. એ રામદાસ આપણા જ્ઞાતિજન છે ને દૂરના સગા પણ છે. તે શ્રીમાન, સદ્દગુણી અને સારા પ્રતિષ્ઠિત છે. તેની પુત્રી પણ સુશીલ, ગુણવાન ને ભણેલી છે. તેની જોડે ત્હારૂં લગ્ન થાય તો ઉત્તમ. વળી તેણે પોતાની કન્યા ત્હારા વેરે આપવા માટે મ્હારા પર ઘણી વાર લખ્યું પણ છે ને આગ્રહ કર્યો છે. માટે આવતી કાલે રાજાજી પાસે જઇ લગ્નને માટે રામપુર જવા રજા માગજે. પરમ દિવસ પ્રયાણને માટે શુભ દિવસ છે માટે તે દિવસે વહેલો સવારમાં ચાર વાગે અહીંથી નીકળજે એટલે છઠ્ઠે દિવસે ત્યાં પહોંચી જવાશે. કામ ફત્તેહ થશે ને પ્રભુ સહાય છે. આજે હું એક ખાસ ખેપીઓ મોકલી રામદાસ પર કાગળ લખું છું, જેથી તું ત્યાં જઇ પહોંચે તે અગાઉ તે સર્વ તૈયારી કરી રાખશે." ડૉ. સીતારામે તેમ કરવા કબુલ કર્યું.

રાજા રામસિંહજીના દરબારમાં સારા સારા વિદ્વાનો, પંડિતો, કવિઓ ને સરદારો હતા. પણ રાજાની પ્રીતિ ડૉ. સીતારામ પ્રત્યે ખૂબજ હતી. દાક્તર બહુશ્રુત હતા એટલે સંસ્કૃત કાવ્યોમાંથી શ્લોકો ટાંકી બતાવતા. વકીલો સાથે વાદવિવાદ ચલાવી સત્ય છણી કાઢતા. તેની વાણી મીઠી હોવાથી તેને સાંભળવાનું રાજાજીને બહુ ગમતું. બીજે દહાડે જ્યારે દરબાર ભરાયો ત્યારે રાજાજીને આનન્દમાં જોઈ

રજા માંગી. રાજાજીએ કહ્યું, "આ સમાચાર સાંભળી મ્હને બહુ આનન્દ થાય છે. હું પણ ત્હમને આ બાબતમાં કહેવાનો હતો. ત્હમારા માતપિતા પ્રત્યે એ ત્હમારો ધર્મ છે. ત્હમને ત્રીશ વર્ષ થયાં માટે હવે લગ્ન કરવું જોઇએ. આ સો ગૃહસ્થો છે. આ સભામાં માત્ર ત્હમે એક જ ગૃહસ્થ નથી. પણ કન્યા ક્યાંની છે? ત્હમારે કેટલો વખત ત્યાં રોકાવું પડશે?"

"કન્યાના પિતા રામદાસ નામના અમ્હારી જ્ઞાતિના વકીલ છે. તે રામપુરમાં રહે છે. આપ એક માસની રજા આપો તો એટલા વખતમાં હું જરૂર પાછો આવી પહોંચીશ."

"ત્હમે ત્યાં કેમ જાવ છો? રામદાસ પોતાની કન્યા અહીં લાવી લગ્ન કરે તો ઠાઠમાઠથી લગ્ન કરવાનો આનન્દ અમને સૌને મળે ને લગ્નોત્સવ અહીં જ ઉજવીએ."

"એ બાબત આપની કૃપા માટે આભાર માનું છું. પણ પ્રથમ તો અમ્હારી જ્ઞાતિનું અહીં એકે ઘર નથી. વળી કન્યાના પિતા કન્યાને પરણાવવા વરના ગામમાં લઇ જાય એવો અમ્હારો રિવાજ નથી. હમેશાં કન્યાના પિતાને ત્યાં વરને જ જવું પડે. સામી કન્યા પરણાવવા લઇ જવી તેમાં તો કન્યાના બાપની આબરૂ ને પ્રતિષ્ઠા હલકી ગણાય."

"સાચું. ત્હમે જમના દેશમાં જાવ છો તો એક કામ કરતા આવજો. અમ્હારી ત્રીજી પેઢીએ રાજા પ્રતાપસિંહજીના વખતમાં કુમાર ગુલાબસિંહજીને જમના દેશની વિવિધ વસ્તુઓ લાવવા મોકલ્યા હતા. તેને ત્યાંના એ વેળાના રાજા ગોપાળસિંહજીએ પોણો માસ રોકેલા અને ત્યાંના ઉત્તમ ફળ ફળાદિનાં બીયારણ અહીં રોપવા આપેલા. કુમાર ગુલાબસિંહજીએ ત્હેમને ગંગાદેશમાં પધારવા આમંત્રણ આપેલ. પણ ત્યાંથી હજુ કોઇ આવ્યું નથી. રાજા ગોપાળસિંહજી તો સ્વર્ગવાસી થયા છે. પણ હવે આ ભૂમિ આરોગ્ય પ્રદેશ ગણાય છે માટે ત્યાં ફરીથી આમંત્રણ આપી તેમને તેડાવવા સારૂ એક

પત્ર લખી આપું છું, તે ત્હેમને આપજો તથા મ્હારા સલામ કહેજો પણ ત્હમારી ગેરહાજરીમાં રાજવૈદ્ય તરીકે કોણ કામ કરશે? ત્હમે એ કામ હાથમાં લીધું ત્યારથી એક દહાડો હું માંદો પડયો નથી."

"મ્હારી રજા દરમ્યાન ડૉ. મોતીરામ મ્હારે બદલે કામ કરશે. તે આપણી વૈદ્યકીય પાઠશાળાના મુખ્ય અધ્યાપક છે. બહુ વિદ્વાન તથા હોંશિયાર દાક્તર છે. તેને તોલે અહીં અન્ય કોઈ આવી શકે તેવું નથી."

"ભલે, તમારી રજા દરમ્યાન એ કામ કરે. એ પણ વિશ્વાસ પાત્ર સજ્જન છે. વળી વધુ કામ પડે તો ને ખાસ જરૂરી હોય, તો જ વધુ રજા મંગાવજો. એકદમ ઉતાવળ કરી ચાલ્યા ન આવતા. એ પણ ઘણો સમૃદ્ધ દેશ છે માટે બધે ફરીને જોતા આવજો ને ઉપયોગી માહિતી લેતા આવજો."

---

## ૬.

## ડૉ. સીતારામનાં લગ્ન.

જમના દેશના રાજા જયસિંહજી પર પત્ર લઇ ડૉ. સીતારામ ગંગાપુરથી નીકળ્યા. પત્ર ઉંચા સૌગંધમય કાગળ પર લખેલ હતો અને દસેક હઝાર રૂપીઆની કીંમતના હીરા, માણેકને મોતીથી મઢેલ સુખડની પેટીમાં બીડયો હતો. સાતમે દહાડે દાક્તર સીતારામ રામપુર પહોંચ્યા.

શ્રી. રામદાસ રામપુરનો શ્રીમાન શ્રેષ્ઠ વકીલ હતો. કાયદામાં નિપુણ હતો તથા પ્રમાણિક ને વિવેકી હતો. કોઇને કડવું શુકન કહેતો નહિ. લોકોમાં પણ સારી પ્રતિષ્ઠા હતી. કેટલાંક વર્ષથી રામપુરની સુધરાઇના સભ્યોનો તે પ્રમુખ હતો અને દરબારી કચેરીમાં વર્ષમાં એક વાર હાજર રહેતો.

ડૉ. સીતારામ ત્યાં આવી પહોંચ્યા ત્યારે રામદાસ તેને જોઇ

આનન્દ પામ્યા ને દેશના રિવાજ પ્રમાણે મળ્યા અને "રામરામ" કર્યા પછી તેમણે કહ્યું આપના પિતાએ અહીં મોકલ્યા તે ઘણું સારૂં થયું. તે મ્હારા જુના મિત્ર છે. તેના પુત્રને મ્હારી કન્યાનું દાન કરતાં મ્હને બીજો કયો વિશેષ આનન્દ હોય ? હું જુના વિચારનો છું તેથી નામમાં પણ અદ્‌ભુતતા જોઉં છું. ત્હમારૂં નામજ બહુ ભાગ્યશાળી છે. સીતા અને રામ! દરેક પવિત્ર હિન્દુના હૃદયને એ કેટલાં વહાલાં નામ છે! મ્હારી કમળા પણ સીતાજી જેવી લાયક પત્ની નીવડે ને ત્હમે બન્ને સુખી થાઓ એમ ઇચ્છું છું."

વખત થોડો હતો તેથી સારૂં મૂહુર્ત જોવડાવી લગ્નક્રિયા ઉકલી દીધી. જ્ઞાતિ જન તથા સ્નેહીઓને એક સારૂં ભોજન આપ્યું. શહેરના ગરીબ લોકમાં અન્ન વહેંચી આશીર્વાદ લીધા અને મિત્રોએ ભેટ સોગાદ દીધી. આવું ભભકાભર્યું લગ્ન રામપુરમાં કદી અગાઉ થયું નહોતું.

આ બધું પૂરૂં થઈ રહ્યા બાદ ગંગાદેશના રાજાનો પત્ર ત્યાંના રાજાજીને આપવા જવાની હકીકત ડૉ. સીતારામે કહી ત્યારે રામદાસે ઉત્તર દીધો: "પરમ દિવસે મ્હોટો દરબાર ભરાવાનો છે. મંત્રીજીએ ખાસ લખ્યું છે કે દેશના આરોગ્યનો અતિ અગત્યનો પ્રશ્ન ત્યાં ચર્ચાવાનો છે. માટે દરેક શહેરની સુધરાઈના પ્રમુખે ખાસ હાજર રહેવાનું છે. સાંભળવા પ્રમાણે રાજાજીનો ભત્રીજો કુમાર અનંગપાળ મરકીથી થોડા દહાડા પર ગુજરી ગયો છે તેથી આ ચર્ચાને ગંભીર રૂપ મળ્યું છે. ત્હમે પણ તે વેળા દરબારમાં મ્હારી જોડે આવજો ને પેલો પત્ર ત્યાંજ નજર કરજો." બીજે દિવસે સાંજે સસરો જમાઇ જમના દેશના રાજનગર જમનાપુર જવા માટે ઉપડ્યા.

જમના દેશ સુન્દર તથા ફળદ્રુપ દેશ છે. ગંગા દેશથી તે કંઇક ન્હાનો પણ વધુ સમૃદ્ધ દેશ છે. તે દેશમાં સતત્ વહેતી નદીઓ ઘણી છે. તેથી પાણીની પણ વિપુલતા છે. જમીન સારી છે. દેશની મધ્યમાં પ્રખ્યાત મ્હોટી જમનાજી નદી વહે છે. હિમાલયમાંથી નીકળી

ત્યાંના કાંપ ઘસડી લાવીને દેશની ભૂમિ રસાળ બનાવે છે. એથી જ ત્યાંનો પાક સૌથી સરસ થાય છે. ત્યાંના ખેડૂતો તથા વેપારીઓ એવા ધનવાન છે કે તે ભૂમિજ શ્રીમાન ગણાય છે. જમના દેશના રાજા જયસિંહજી ન્યાય ને દક્ષતાથી રાજ્ય કારભાર ચલાવતા ને રૈયત પર પ્રીતિ રાખતા. રૈયતનો પણ રાજાજી પ્રત્યે સારો પ્રેમ હતો. રાજાના ન્હાના ભાઇ જયપાલ પણ ઘણા લોકપ્રિય હતા. તે તો રાજાનો જમણો હાથ હતા. કોઇ પણ કામ રાજાજી તેને સોંપતા અને તે કરી આપવા તે સદા એક પગે તૈયાર રહેતા.

આ વાર્તાના સમય પહેલાં થોડે વખતેજ તે દેશ પર આફત આવી પડી. મરકી તથા કોલેરા ત્યાંના કેટલાંક શહેરો તથા ગામડામાં ફાટી નીકળ્યાં હતાં. મેલેરિયા તાવ, ક્ષય તથા શીળીના પણ ઘણા માણસો ભોગ બનતા જતા હતા. પોતાના રાજ્યના દરેક મહાલ તથા શહેરોનો હેવાલ રાજા પાસે આવતો. મંત્રી જ્યારે તે વાંચતા ત્યારે રાજાજીનું અંતઃકરણ બહુ દુઃખી થતું. તેમાં એક દહાડો ખબર મળ્યા કે પોતાનો પ્યારો ભત્રીજો કુમાર અનંગપાળ એક દૂરના ગામમાં એકાએક મરકીથી ગુજરી ગયો હતો. આ આઘાત તેને બહુ ભારે લાગ્યો. આ રોગ અટકાવવા પોતે શું ઉપાય લેવો તે પર પોતે ખૂબ વિચાર કર્યો પણ કંઈ સુઝ પડી નહિ. તેથી મંત્રીને કહ્યું: “મોટો દરબાર ભરી આ અગત્યના વિષયની આપણે ચર્ચા કરવાની છે. માટે દરેક શહેર સુધરાઈના પ્રમુખને તથા મહાલોના પ્રતિનિધિને આમંત્રણ મોકલો. આ વખત બહુ જરૂરી બાબત ચર્ચવાની છે માટે સૌએ ખસુસ કરી તે દિવસ હાજર થવા ખાસ લખજો. આ તો જીવન મરણનો પ્રશ્ન છે. દરેક પ્રમુખ પોતાના શહેરની તબીબી હાલતનો હેવાલ લેતા આવે. દરબારીઓને પણ હાજર રહેવા કહેવરાવજો.”

૭.

## રાજા જયસિંહનો દરબાર.

સવારે દસ વાગે દરબાર ભરાયો. રાજાજી આવી ગાદી પર બેઠા. સૌએ દરબારી રીતે કુરનસ કરી. જમણી બાજુ મહારાજ કુંવર જસવંતસિંહ ને ડાબી બાજુ રાજાજીના ભાઇ જયપાલ સુન્દર ગાલીચા પર આવીને બેઠા. જયપાલ ઠરેલ, પાકટ વયનો, હોંશિયાર માણસ હતો. તેને ખેતીવાડીનો સારો શોખ હતો. જમણી તથા ડાબી બાજુની પહેલી બે હારમાં મુખ્ય મુખ્ય દરબારીઓ ગોઠવાયા, જેમાં મુખ્ય મંત્રી મૂળરાજસિંહજી, દિવાન સૂરજનારાયણ, ખજાનચી કૃષ્ણદાસ, સર ન્યાયાધીશ સૈયદહુસેન, ને દરબારી પંડિત જ્યોતિષરામ હતા. તેમના પછવાડે મહાલોના પ્રતિનિધિઓ તથા સુધરાઇઓના પ્રમુખો જાજમ પર આવીને બેઠા, જેમાં રામપુરના રામદાસ તથા તેના જમાઇ ડૉ. સીતારામ પણ હતા. સૌએ પોતપોતાની બેઠક લીધા પછી મુખ્ય મંત્રીએ રાજ્યની અનારોગ્ય સ્થિતિનો હેવાલ વાંચી સંભળાવ્યો અને કુંવર અનંગપાળના મૃત્યુની વાત કરી. વળી રાજાજી બોલ્યા. આવા ગમગીન પ્રસંગે દરબાર ભરવાની મ્હારી મુદ્દલે ઇચ્છા નહોતી. પણ રાજ્યપર આ રોગચાળારૂપી આફત આવી પડી છે તેનો પ્રતિકાર કરી પ્રજાને બચાવવી એ મ્હારો પહેલો ધર્મ છે. માટે તેનો ઉપાય સૂચવવા ત્હમને સર્વને મ્હેં અહીં બોલાવ્યા છે."

રાજાજીના આ શબ્દો સાંભળી દરબારીઓ અંદર અંદર ઘુસપુસ વાતો કરવા લાગ્યા પણ કોઇએ ઉઠી કશું કહ્યું નહિં. તેથી રાજાજીએ પંડિત જ્યોતિષરામને કહ્યું, "પંડિતજી ત્હમે ડાહ્યા ને વૃદ્ધ પુરૂષ છો. આ બાબતમાં ત્હમારી શું સલાહ છે?' વૃદ્ધ પંડિતે ઉઠી કહ્યું: "નામવર, હું શું કહી શકું? સત્યયુગમાં રોગનું નામ જેવું નહોતું. માણસોની સેંકડો વરસની આવરદા હતી. ત્યાર બાદ આવ્યો ત્રેતાયુગ તે વખતે પણ માણસો નિરોગી, સુખી ને ચિંતારહીત હતા. પણ આ તો કળિયુગ છે. આ યુગમાં દુઃખ, શોક ને

સંતાપ સિવાય શું હોય ? એ સર્વ આપણા પૂર્વજન્મના પાપ-આપણા કર્મનાં ફળ છે. કદાચ આવતા જન્મમાં વધુ સુખી થઇશું. પણ છેવટ તો જગત માયારૂપ છે. માટે પ્રભુભજન વિના અન્ય સર્વ જુઠું છે. આથી વધુ હું શું કહું ?"

પંડિતજી બોલી રહ્યા પછી લશ્કરી સરદાર સૈયદઅલી ઉઠયા ને હાથ વડે દાઢી સમારતાં બોલ્યા, "આમાં શું કરવું તેની મ્હને તો સમજ પડતી નથી. આમાં કોઇ દુન્યવી દુશ્મન જોડે લડવાનું નથી. પણ આ તો દૈવી અદશ્ય ફોજની સામે થવાનું છે, જેમાં આપણા મર્ત્ય લોકના માનવીનો કંઇ ઉપાય ચાલે તેમ નથી. એ તો જેવાં આપણાં કિસ્મત. જો મરવાનું માંડયું હશે તો મરવું જ પડશે. જો આવરદા હશે તો જીવશું. જે થવાનું લખ્યું છે તે કદી મિથ્યા નહિં થાય. આપણે તો પ્રભુના હાથના રમકડાં છીએ."

સર ન્યાયાધીશ સૈયદહુસેન આ સાંભળી બોલવા ઉઠયા ને કહ્યું: "હું પણ ત્હમારા જેવો સાચો મુસલમાન બચ્ચો છું. પણ આ વિષયમાં હું ત્હમારી સાથે મળતો થતો નથી. હું માનું છું કે આપણા હાથમાં હોય તે ઉપાય લેવાને નિરાશ ન થતાં જીવન બચાવવા થાય તે કરવું તે આપણો ધર્મ છે. જેઓ ઉદ્યમી છે તેને પ્રભુજ સહાય કરે છે. જો કોઇ દુશ્મન આપણાપર ચઢી આવે તો શું હાથ જોડી આપણે બેસી રહી એમ કહેવું કે મરવાનું માંડયું હશે તો મરશું ? ત્હમે તો બહાદૂર શૂરા સૈનિક છો. ત્હમારા દેશ તથા રાજાને ખાતર જરૂર યુદ્ધ કરી જય મેળળવા પ્રયત્ન કરશોજ. આ રોગો પણ દુશ્મનો છે. તેણે જમના દેશપર આક્રમણ કર્યું છે માટે તેની સામે થઇ દેશને બચાવવો તે આપણો ધર્મ છે." આટલું કહી સર ન્યાયાધીશ બેસી ગયા ને સૌ સભાસદો બોલી ઉઠયા, "શાબાશ ! શાબાશ !"

આ વેળા ડાહ્યા વૃદ્ધ દિવાન સુરજનારાયણ એક શબ્દ પણ ન બોલ્યા. એટલે રાજાજીએ કહ્યું: "દિવાનજી ! આપનું શું કહેવું છે ?

આપ તો કોઇ ભય કે આફત વેળા નિરાશ થતા નથી. આજે આ ભયંકર આફત વેળા મ્હારે શું કરવું ? કયાં જવું ? ત્હમે શાસ્ત્રમાં પ્રવીણ છો. આ બાબત કંઇ શાસ્ત્રમાં કહ્યું છે ?"

દિવાને ઉઠી સલામ કરી કહ્યું, "અન્નદાતા ! આપ કહો છો તેમ આ ખરી આફતનો સમય છે. સંકટ વેળા માણસને શાસ્ત્રમાંથીજ સહાય મળી રહે છે. તેમાં કહે છે, 'યુદ્ધક્ષેત્રના વિષયમાં શૂરા કુશળ ક્ષત્રીની સલાહ લેજો. ધાર્મિક બાબતમાં ચારે વેદ ભણેલા વૃદ્ધ પવિત્ર બ્રાહ્મણની સહાય આવશ્યક છે. વ્યાપારના વિષયમાં દેશાવરોમાં અનુભવ પામેલ ઠરેલ વ્યાપારી વણિકની સલાહની જરૂર છે. કાયદાના સંબંધમાં મનુ તથા કૌટિલ્યના શાસ્ત્રોમાં પારંગત વકીલની સહાય લેવી અને આરોગ્યના વિષયમાં ચરક થતા સુશ્રુતનો અનુભવપૂર્ણ અભ્યાસ કરેલ મહાન વૈદ્યની સલાહની આવશ્યકતા છે કે જેથી રોગ કેમ નિર્મૂળ કરવો તે એ બતાવે. માટે આ પ્રસ્તુત બાબતમાં ક્ષત્રી, બ્રાહ્મણ, વૈશ્ય કે વકીલની સલાહની જરૂર નથી. આમાં તો સારા વૈદ્યનું કામ છે. વળી અત્યારે તો આપણે એવા વૈદ્યની સલાહની જરૂર છે કે જે પ્રાચીન આર્ય પદ્ધતિનું વૈદક તેમજ આધુનિક જમાનાનું વૈજ્ઞાનિક રીતનું વૈદક જાણતો હોવો જોઇએ. જેથી તે રોગનાં મૂળનો નાશ કરે તથા દર્દીને સાજા બનાવે." આટલું બોલી દિવાનજી બેસી ગયા.

રાજાજીએ કહ્યું: "આપે સારી સલાહ આપી. આપે કહ્યું તે સાચું પણ આપે વર્ણવ્યો તેવો વૈદ્ય શોધવો કયાં ? અહીં તો આપણા જુના વૈદ્યો તથા હકીમો કામ કરે છે. પણ મરકી, કૅાલેરા કે શીળી જેવા રોગમાં તેમના ઉપાય ચાલી શકતા નથી. મેલેરિયા તાવ અગર ક્ષયના નિદાન કે ઉપાયની તેમને ખબરજ હોતી નથી. જમના દેશ ધનવાન દેશ છે. પણ આરોગ્ય વગર ધન શા કામનું ? આરોગ્યને ખાતર ગમે તેટલા પૈસા ખર્ચવા આપણે તૈયાર છીએ."

રાજાજી આ શબ્દો બોલતા હતા તે વેળા રામદાસને બોલવા

કંઈક ઇચ્છા છે એમ તેના મોંઢાપરથી રાજા કળી ગયા તેથી કહ્યું: "રામદાસજી ! ત્હમે રામપુરની સુધરાઇના પ્રમુખ છો. દરેક બાબતમાં ત્હમારી સલાહ ત્યાં મદદરૂપ થાય છે. દિવાન સાહેબે કહ્યું, તેવા વૈદ્યની સલાહ તથા સેવાની અત્યારે આપણને જરૂર છે. આવો માણસ આપણને મળી શકે તેમ છે ? મ્હેં સાંભળ્યું છે કે ત્હમને દેશાટન ગમે છે ને હિન્દના અન્ય ભાગ ત્હમે જોયા છે."

રાજાજીને સલામ કરી રામદાસે ઉઠી કહ્યું: "હું દરબારી સભાસદ નથી. તેથી સલાહ આપવા યોગ્ય નથી. પણ આપની આજ્ઞા છે તો બે શબ્દ કહીશ. મ્હારી ભૂલ થાય તો માફ કરશો. પ્રભુકૃપાથી દિવાન સાહેબે વર્ણવ્યા તેવા એક પુરૂષને દૈવેજ આપણે ત્યાં આજે મોકલ્યો છે. તે મ્હારા જમાઈરાજ છે. તેમની હાજરીમાં મ્હારે તેમની પ્રશંસા કરવી યોગ્ય નથી. પણ એટલું તો કહેવું પડે છે કે તેના જેવા કોઇ હોંશિયાર દાક્તર આ ભાગમાં તો નથી. તે ગંગાદેશમાં જ જન્મ્યા છે ને ઉછર્યા છે. ત્યાંથી તે અહીં આવેલ છે. ત્યાંના રાજા રામસિંહજીના તે રાજવૈદ્ય છે. તેમનો પત્ર પણ આપનાપર છે તે સાથે લેતા આવ્યા છે."

---

## ૮.

## ડૉ. સીતારામની સલાહ.

ડૉ. સીતારામે ઉઠી ગાદી પાસે જઇ નીચા વળી ત્રણવાર કુરનસ કરીને એક રૂમાલમાં ઢાંકેલી સુખડની પેટી રાજાજીના ચરણોમાં ભેટ ધરી. પેટીપરના હીરા માણેકનો ચળકાટ જોઇ સૌને આશ્ચર્ય થયું. સૌ અંદર અંદર ગણગણવા લાગ્યા: "ડૉકટર સીતારામ ! ડૉકટર સીતારામ ! જે પ્રસિદ્ધ પુરૂષ વિષે આપણે એટલું બધું સાંભળ્યું છે તેજ આ !" પછી કુંવર જયપાલે કહ્યું: "આ પેટી ઘણી સરસ છે. આવી સુન્દર પેટી મ્હેં કદી જોઇ નહોતી." મુખ્ય મંત્રી મૂળરાજસિંહજીએ તે લઇ ઉઘાડી અંદરથી કાગળ કાઢી વાંચવા માંડયો,

જેમાં રામસિંહજીએ જમના દેશના રાજા જયસિંહજીને ગંગાદેશમાં આવવા આગ્રહપૂર્વક નિમંત્રણ કર્યું હતું, ને પોતાના પ્રસિદ્ધ રાજ-વૈદ્ય–દાક્તર સીતારામ સારૂ ભલામણ લખી હતી. કાગળ પુરો વંચાઇ રહ્યો. આ કંઇક ઇશ્વરપ્રેરીત બન્યું હોય તેમ સાને લાગ્યું. રાજાજીએ કુશળ સમાચાર જાણ્યા પછી પૂછ્યું, "દાક્તર! ત્હમારો ગંગાદેશ આરોગ્યનો પ્રદેશ કેમ કહેવાય છે તે પ્રથમ તો કહો. ત્યાં શું કોઇ માંદુંજ નથી પડતું? જો માંદુ ન પડે તો પછી ત્યાં કોઇ મરતુંજ નહિં હોય? અમારા દેશમાં તો ઘણા માણસો રોગમાં સપડાઇ તેનો ભોગ બને છે. ત્હમારો દેશ એટલો બધો નિરોગી કેમ?"

દાક્તરે કહ્યું: "ગંગાદેશમાં પણ માણસો મરે છે. પણ તે તો જેમ પાકું ફળ ઝાડપરથી ખરી પડે તેમ વૃદ્ધ માણસો પુરી અવસ્થાએ પહોંચ્યા પછીજ આયુષ્ય પુરૂં થતાં ગુજરી જાય છે. આરોગ્ય પ્રદેશમાં સ્ત્રી કે પુરૂષને જ્યારે આ દુનિયા છોડવાનો કાળ આવી પહોંચે છે ત્યારે તે શાશ્વત ઉંઘમાં પડી જાય છે ને દુઃખરહિત શાન્તિમાં દેહ છોડે છે. તે દેશ આટલો આરોગ્યપ્રદ થવાનું કારણ એટલુંજ કે ત્યાં કેટલાક આરોગ્યના નિયમ રચ્યા છે, જે અન્ય કાયદાની માફક સર્વને અવશ્ય પાળવા જ પડે છે. આપ જો રોગનું કારણ શોધી તે નિર્મૂળ કરો તો તે રોગ ફરીથી કદી ન આવે. અમે મરકી તથા કૉલેરા વગેરે રોગનાં કારણ શોધી કાઢ્યાં છે. તે કારણો ઉત્પન્ન જ થવા દેતાં નથી. જેથી અમારે ત્યાં એ રોગનું નામ જ નથી. અમારા રાજા રામસિંહજીએ જુદા જુદા દેશમાંથી ઘણા ડાહ્યા ને વિદ્વાન પુરૂષો રાખી લીધા છે જેઓએ રોગનો, તે મટાડવાનો તથા વાઢ-કાપનો અભ્યાસ તેમના જીવન દરમ્યાન કર્યો છે. દુનિયાના બધા દેશોમાંથી જોઇતી દવાઓ મેળવીએ છીએ. ક્યાંઇએ નવી દવા અગર રોગ અટકાવવાનો નવો ઉપાય હાથ લાગે કે તરત જ તે અમારે ત્યાંના દાક્તરો અમલમાં મૂકે છે."

રાજાજીએ પ્રશ્ન કર્યો: "ત્હમે કહો છો તે સાચું. પણ અમારે

આ જમના દેશમાં શું કરવું ? જેથી રોગને નિર્મૂળ કરી લોકો નિરોગી બની લાંબુ આયુષ્ય ભોગવે ? અમારા લોક મરતાં બચે એવો કોઇ તાત્કાલિક ઉપાય છે ?

દાક્તરે ઉત્તર દીધો:—" પ્રથમ તો ગંગાદેશમાં કર્યું તેમ અહીં થવું જોઇએ. આરોગ્યના નિયમો બાંધી તે લોકો પાસે ફરજ્યાત પળાવવા જોઇએ. તાત્કાલિક કરવાનું કહો છો તો કંઇ આ એક દહાડાનું કામ નથી. અમને તો વર્ષો લાગ્યાં હતાં. અલબત્ત આપને એટલો બધો વખત નહિં લાગે. અમારે તો એક પછી એક આરોગ્યના નિયમ તપાસીને બાંધવા પડયા હતા. જ્યારે આપને અમ્હારા અનુભવનો ઉપયોગ કરવાનો છે. પણ તેમાં જરાએ મોડું ન કરો એ ખાસ વિનતિ છે. જેમ વહેલું જલદી શરૂ કરશો તેમ જલદીથી આપ ઇચ્છો છો તે આરોગ્ય તથા સુખ પ્રાપ્ત થશે. અમારા રાજાજી દયાળુ ઉદાર હૃદયના છે તેથી આપને ખુશીથી મદદ કરશે."

રાજાજીએ ઉદ્દગાર કાઢયા, " ત્હમે આજે મ્હારા હૃદયપરથી ભાર ઓછો કર્યો છે. એક કલાક અગાઉ જ જે નિરાશા તથા વ્યથા થતી હતી તે અત્યારે દૂર થઈ છે. આ આફત તથા ભયમાંથી ઉગરવાનો માર્ગ સુઝતો નહોતો તે હવે સ્પષ્ટ દેખાય છે. અમારે શું કરવું તે હવે બરાબર સમજાય છે. પ્રભુકૃપાથી અમે તે પાર પાડશું." એમ કહી સર્વ સભાસદો તરફ રાજાજીએ જોયું એટલે સૌ બોલી ઉઠયા: " જરૂર, જરૂર " આ વેળા પંડિતજી તેમની "માયા" ભૂલી ગયા. સરદાર તેમનું "કિસ્મત" વિસરી ગયા. ડૉ. સીતારામની સ્પષ્ટ વાણીથી સૌના હૃદય આશા ને ઉત્સાહથી ઊભરાયાં.

વળી રાજાજી બોલ્યા: " હવે ડૉ. સીતારામને એક વિનતિ કરવાની રહે છે. મ્હને આશા છે કે તેમના સસરાજી રામદાસ એ વિષયમાં મ્હને અનુમોદન આપશે. દાક્તરે આપણે ત્યાં થોડા સમય માટે રહેવું પડશે અને આપણા સૌના ગુરૂ બનવું પડશે. ડૉ. સીતારામ ! ત્હમે જે જે સૂચના કરશો તે મુજબ સૌ વર્તશે. ત્હમારા

વિના તો ચાલે તેવું નથી. ગમે તેમ તોયે આ ત્હમારા વડવાઓનો જુનો દેશ છે, માટે અહીંના લોકપર અનુકંપા રાખવી તે ત્હમારો ધર્મ છે. ત્હમારા કદરદાન રાજાજી પાસેથી હું હંમેશ માટે લઇ લેવા નથી ઇચ્છતો. એમનો હક્ક ત્હમારાપર વિશેષ છે. માત્ર ત્રણ–ચાર માસ માટે ત્હમે અહીં રોકાઈ જાવ. આરંભ કેમ કરવો તે સર્વ બતાવો. ત્હમે રચશો તે આરોગ્યના સઘળા નિયમો અમે અહીં ફરજ્યાત પળાવશું."

રામદાસે કહ્યું:—"સીતારામજી, નામદાર રાજાજી યોગ્યજ કહે છે. ત્હમે અહીં રહેશો તેથી મ્હને પણ લાભ થશે. વળી એટલો વખત રોકાવા ત્હમારા માતા પિતા પણ ના પાડવાના નથી. ત્હમારા રાજાજી પણ અહીં રૈયત આખીનું કલ્યાણ થતું જોઇ જરૂર રજા આપશે. વળી ત્હમારી લાંબી રજા પણ ચડી છે ને જરૂર હોય તો વધુ રજા મંગાવી લેવા ત્હમને એમણે કહ્યું પણ છે."

ડૉ. સીતારામના મન પર આથી ઘણી અસર થઇ. એકાદ બે પળ તે કંઇ ન બોલ્યા. પછી રાજાજીને સંબોધી કહ્યું "મ્હને લાગે છે કે મ્હારે આપની આજ્ઞાને માન આપવું જોઇએ, પણ મ્હારા રાજાજીના આમંત્રણના પ્રત્યુત્તરમાં આપ ત્યાં જાવ ને તેમને મળો ત્યારે આ હકીકત આપ તેમને જણાવશો! મ્હને ખાત્રી છે કે આ કારણ સવિસ્તર દર્શાવી હું રજા માગીશ તો તેઓ તુરતજ રજા મંજુર કરશેજ."

રાજાજીએ કહ્યું:—"રામસિંહજીને મળવાથી મ્હને ઘણો આનન્દ થશે. પણ જ્યારે દરરોજ મ્હારે ત્યાં રૈયતના સેંકડો માણસો મરે છે એ વેળા મ્હારો દેશ છોડી ત્યાં હું કેમ જઇ શકું? મ્હારી જરૂર અહીં વધારે છે. આ કામ એક દિવસ પણ હવે મુલત્વી નજ રાખી શકાય. માટે મ્હારે બદલે મ્હારા મહારાજ કુંવર જસવંતસિંહજી ત્યાં જશે. તે ભવિષ્યના રાજા છે. એટલે ત્યાંની

હકીકત જોઈ તે અમલમાં મુકવાની તેમને છે માટે હાલ તો આપણે સૌ આ કાર્યનો આરંભ કરી તેનો અમલજ કરી દઇએ."

રાજાના ભાઈ જયપાલે ઉભા થઇ કહ્યું. "મ્હારી એક અરજ છે. રૈયત પરના આવા આફતના સમયમાં આપને કે યુવરાજજીને ત્યાં જવું અયોગ્ય ગણાય. મ્હનેજ આપ ત્યાં મોકલો. મ્હને ત્યાંના રાજાજીપર પત્ર લખી આપો. વળી હું ડૉ. સીતારામની ત્રણ ચાર માસ માટે આ દેશની સેવા અર્થે જાતેજ વિનતિ કરીશ. વળી મ્હને ગંગા દેશમાં જવાની લાંબા વખતથી ઇચ્છા છે. જમનાજીમાં તો આ દેહ રોજ પવિત્ર કરૂં છું પણ ગંગાજીનાં પવિત્ર નિર્મળ નિર હજુ જોયાં નથી. ગંગાપુર જેવું ભવ્ય શહેર પણ જોવા મળશે. ત્યાં જઇ આરોગ્ય સંબંધે બધી નોંધ મ્હારા મંત્રી પાસે કરાવીશ. વળી ત્યાંથી કુ. ગુલાબસિંહજી આવેલા માટે આપણે ત્યાંથી પણ આપ મ્હનેજ મોકલો તે વધુ યોગ્ય છે."

રાજાજીએ કહ્યું, "ઘણું સારૂં; તો ત્હમેજ જાઓ. મંત્રીજી રામસિંહજી પર પત્ર લખી આપશે અને ખજાનચી ત્હમને હીરા માણેક, મોતી, શાલ દુશાલા, મુખમલના તાકા ને હાથી દાંતની પેટીઓ ભેટ માટે આપશે. પ્રભુ કૃપાથી આ દેશમાં ઉંચી ઓલાદના હાથી થાય છે માટે બે સારા હાથી પણ સાથે લેતા જજો. ને ભેટ આપજો, ને ડૉ. સીતારામની ત્રણ ચાર માસ માટે રજા માંગી લેજો."

ડૉ. સીતારામે કહ્યું. "હું પણ ડૉ. મોતીરામ પર કાગળ લખી આપું છું. ત્યાં જેજે અહીં મોકલાય તેવી દવા તથા સાહિત્ય વધારાનાં હશે તે આપણને અહીં ઉપયોગમાં લેવા મોકલશે." આ પછી કચેરી પુરી થઇ.

૯.

## જયપાલ ગંગા દેશમાં.

જયપાળે ઉપડવાની તૈયારી કરી. ભેટ આપવાનાં સાહિત્યો બે હાથી પર નાંખી લીધાં અને બે ત્રણ નોકરો સાથે તે બીજે દહાડે નીકળ્યો. ગંગા દેશમાં પ્રવેશ કરતાં જ ડૉ. સીતારામના વર્ણન પ્રમાણે દેશની આરોગ્યપ્રદ સ્થિતિ જોઈ. રોગનું ક્યાંઇ ચિહ્‌ન સરખું નહોતું. લોકો તન્દુરસ્ત ને મજબુત હતા. ઘણા વૃદ્ધ માણસો ૭૦ કે ૮૦ વર્ષના પણ હતા છતાં તેઓ જુવાનીયા જેવા સુદૃઢ નિરોગી ને ચપળ લાગતા હતા. જયપાળ રસ્તામાં આવતા શહેર કે ગામડામાં જ્યાં જાય ત્યાં દરેક સ્થળે લોકો તેનું સ્વાગત કરતા. લોકોની રહેણી કરણી ઉંચા પ્રકારની હતી. સર્વ સ્થળે ચોકખાઇ ને સફાઈ અત્યંત હતી. દરેક સ્થળે પાણી શેરડે જઇ જોતાં માલમ પડતું કે પીવાનું પાણી શુદ્ધ ચોકખું રાખવા દરેક સંભાળ લીધેલી જોવામાં આવતી હતી. બજારમાં બણબણતી માખીઓ કે ગંધાતી વાસ કયાંઇ દેખાતી નહિ. શહેરોના રસ્તા પહોળા હતા શેરીઓ રોજ ખૂબ સાફ કરવામાં આવતી ને પાણી પણ છંટાતું. ઘર ઉંચા તથા સારા બાંધેલા હતાં. કચરાનું તો કયાંઇ નામ નિશાન પણ નહોતું. હવા એવી ચોકખી તથા નિરોગી હતી કે ત્યાં ફરતાં પણ આનંદ થતો. છેવટે રામસિંહજી રહેતા તે શહેર–ગંગાપુર આવ્યું. કેટલાક અમલદારો સામા લેવા આવ્યા હતા. તેમના ઉતારા માટે બેત્રણ ઓરડા જુદા કાઢી રાખ્યા હતા ત્યાં ઉતારો આપ્યો.

રાજમહેલમાં આવ્યા ત્યારે રાજાજીએ સ્વાગત કર્યું ને કહ્યું: “બહુ આનંદ થયો. જમના દેશ પણ બહુ સુન્દર દેશ છે. અહીં રહો ત્યાં લગી તમારૂ ઘર માનીનેજ અહીં રહેજો. ત્હમારી બરદાસ રાખવા મ્હેં અધિકારીઓને હુકમ આપ્યા છે. આવતી કાલે દરબાર ભરીશું જ્યાં અમલદારોને મળવાનો પ્રસંગ મળશે. આજે તો થાકી ગયા હશો, માટે આરામ કરો.” આટલું કહી રાજાજી ગયા.

જયપાલને જોઇતી સર્વ સામગ્રી ત્યાં હાજર જ હતા જેથી પોતાના ઘર જેવું ત્યાં લાગ્યું.

બીજે દિવસે બપોરે દરબાર ભરાયો. રાજાજી રિવાજ મુજબ ગાદી પર બેઠા હતા ને દરબારીઓએ યોગ્ય સ્થાન લીધાં હતાં. જયપાળે દરબારમાં આવી ત્રણે કુરનસ બજાવી સાથે લાવેલ પત્ર તથા ભેટ સોગાદના થાળ રાજાજીની સન્મુખ મૂક્યા તથા બે હાથી લાવેલા તે ભેટ પણ સ્વીકારવા અરજ કરી."

રાજાજીએ ભેટનો સ્વીકાર કર્યો અને મંત્રીને પત્ર વાંચવા આજ્ઞા આપી. પત્ર વંચાઇ રહ્યો એટલે રાજાજીએ કહ્યું. "જમના દેશના રાજાજી જે સહાય માગે છે તે ખુશીથી આપીશું. આપના દેશ પર જે આફત આવી પડી છે તે માટે હું ઘણો દીલગીર છું. આ દેશ પર પણ એક વાર એવીજ આફત હતી. આ મ્હારા પિતામહ તથા પિતાજીએ યોગ્ય પ્રબંધ કરી પ્રજાનું દુઃખ મીટાવ્યું છે. જેણે જેણે આ દેશ અગાઉ જોયેલો ને હવે જુએ છે તે સૌ. મ્હોંમાં આંગળી ઘાલી જાય છે. તેથીજ લોકોએ આ દેશનું નામ 'આરોગ્યનો પ્રદેશ' પાડયું છે. અહીં રચેલા આરોગ્યના નિયમને કાયદાનું સ્વરૂપ આપવામાં આવ્યું છે. ને તે એટલા લોકપ્રિય થયા છે કે કોઇ તેનો ભંગજ કરતું નથી."

"અમે અહીં ફરજયાત શીળી કઢાવવાનો કાયદો કર્યો છે. અગાઉ એ દર્દથી હજારો માણસ કદરૂપા થતા, અંધ થતા કે મૃત્યુ પામતા. પણ આ કાયદાના પાલન પછી આ દર્દથી એક પણ મૃત્યુ થયું નથી. અન્ય દેશોમાં રોગ અટકાવવા સારૂ કયા કયા નવા ઉપાયની શોધ થઇ રહી છે તે ખબર સતત અહીં આવે તેવો પ્રબંધ રચ્યો છે. પહેલાં શીળી કઢાવવાનું કોઇ જાણતુંજ નહિ. તેથી અહીંથી અમે એક ડાકતરને પરદેશમાં શીતળા મટાડવાનો કોઇ ઇલાજ શોધી કઢાયો છે કે કેમ તે ખોળવા મોકલ્યો. તે ફરતાં ફરતાં ઇંગ્લાન્ડ ગયો. ત્યાં ડૉ. જેનર નામના એક ડાહ્યા ને હોંશિ-

ચાર માણસે શીતળાનું દર્દ સાવ નાબુત કરવાનો ઉપાય શોધી કાઢયો હતો. અમારા દાકતરે ત્યાં રહી કાળજીથી તેનો અભ્યાસ કર્યો, ને પાછા આવી એ રીત અહીં દાખલ કરી. જ્યારે અમારી અહીંની તબીબી પાઠશાળા ( કૉલેજ ) માં જશો ત્યારે એ વિષયના અધ્યાપક તમને સર્વ સમજાવશે. તમારા જમના દેશના કેટલાક ફળફળાદિના નમુના અહીં આવેલા. એજ જાતના ફળ અહીં ઉગાડતાં પણ ન્હાનાં થતાં. પણ તમારા બીજ આ ભૂમિમાં રોપ્યાથી બહુ સુન્દર ફળ થાય છે તે પણ તમને દેખાડીશું."

"ડૉ. સીતારામને ત્યાં ત્રણ માસ લગી રોકવા દેવા રજા માંગી છે તો હું ખુશીથી એટલા સમય માટે તેને ત્યાં રહેવા રજા મંજુર કરૂં છું, જેના ખબર ખાસ દૂત દ્વારા ત્યાં પહોંચાડવામાં આવશે. તે બહુ હોંશિયાર છે ને રોગ નિર્મૂળ કરવા તથા દર્દીને સાજા કરવામાં જેટલો આનન્દ પડે છે તેટલો બીજા કોઈ વિષયમાં તેને પડતો નથી. જેથી તમારા દેશને તથા ત્યાંના લોકોને તે ખૂબ લાભકારી થશે."

પછી રાજ્યના મુખ્ય સરદારો તથા અમલદારોની ઓળખાણ રાજાજીએ કરાવી આપી. એ પત્યા પછી ડૉ. મોતીરામને બોલાવી જયપાલને કહ્યું "આ શહેરનું મુખ્ય દવાખાનું તથા તબીબી પાઠશાળા આ દાકતર તમને બતાવશે. જુદા જુદા રોગના દર્દીઓની માવજત કેમ થાય છે, દવા કેમ તૈયાર થાય છે, અને દશ ઉછરતા યુવાન વિદ્યાર્થીઓને આ ધંધાનું કેવું શિક્ષણ આપવામાં આવે છે તથા દેશને કેમ નિરોગી રાખી શકાય તે સર્વ વિષયમાં ત્યાં તમને ઘણું જોવાનું મળશે." એમ બોલી ડૉ. મોતીરામને તે સર્વ સૂચના આપી. આથી જયપાલે રાજાજીનો આભાર માન્યો અને પછી દરબાર બરખાસ્ત થયો.

૧૦.

## મેલેરિયા તાવ તથા મચ્છરો.

એક ખાસ ગાડી જયપાલ સારૂ રોકવામાં આવી હતી તેમાં બેસી ડૉ. મોતીરામે પ્રથમ તો શહેર તેને બતાવ્યું. પ્રથમ કચેરીઓ, તબીબી પાઠશાળા, ઇજનેરી શાળા, અન્ય મ્હોટી નિશાળો, દવાખાનાં, સંગ્રહસ્થાન ઇત્યાદિ સુન્દર જોવા લાયક સ્થળો જોયાં. શહેરના પરામાં ફર્યા. આસપાસના ગામડા જોયાં. ખાસ તબીબી પાઠશાળા તેને જોવાની હતી તેથી તે ઝીણવટથી જોવા તથા તે વિષે સર્વ માહિતી મેળવવા સાત દિવસ લગી રોજ ત્યાં ગયા. કેટલીકવાર અધ્યાપકોના વ્યાખ્યાનો સાંભળતા. પાઠ્ય પુસ્તકો તપાસતા. ડૉ. મોતીરામ તેને બધું સમજાવતા. પાઠશાળાના વડા તથા અન્ય અધ્યાપકો પણ તેના બધા પ્રશ્નોના ઉત્તર દેતા હતા.

એક ઓરડામાં અધ્યાપક ‘ મેલેરિયા તાવ ’ ના વિષય પર વ્યાખ્યાન આપતા હતા. “ આ રોગનો કોઇ ખાસ ઇલાજ છે ? તે અટકાવી શકાય ખરો ? ” આ પ્રશ્ન જયપાળે કર્યો. અધ્યાપકે ઉત્તર દીધો “ આ તાવ કેમ અટકાવવો તથા તેના દર્દીને કેમ સાજો કરવો તે બન્ને રીત દાક્તરો જાણે છે. અગાઉ આ રોગનો ઇલાજ કોઇ જાણતું નહિં. આજથી ત્રણસો વર્ષ પર દક્ષિણ અમેરિકાના પેરૂમાં એક પોર્ટુગીઝ ગૃહસ્થે આનો ઇલાજ શોધી કાઢયો. જ્યારે તે દેશના લોકને આ તાવ આવતો ત્યારે ત્યાંના જંગલમાં ઉગતા અમુક ઝાડની છાલ તે લોક ખાતા, જેને તેઓ પોતાની ભાષામાં ‘ કિવના ’ એટલે છાલ કહેતા. આ છાલમાંથી ‘ કિવનાઇન ’ નામની દવા હવે બને છે. એ દવા ઘણી કડવી હોય છે. આ રોગ ઉત્પાદક મેલેરિયા તાવના જંતુઓ જે માણસના શરીરના લોહીમાં મળેલાં હોય તેનેજ એ તાવ આવે અને કિવનાઇનથી આ જંતુઓ નાશ પામે છે. ”

"જંતુઓ? જંતુઓ કેવાં હોય? એ શું વળી?" જયપાલે પ્રશ્ન કર્યો.

અધ્યાપકે ઉત્તર દીધો "જંતુઓ એટલે અત્યંત ઝીણાં જીવંત પ્રાણીઓ, જે લોહીમાં પેસી જઇ ત્યાં બીજાં જંતુ ઉત્પન્ન કરે છે. તેને 'માઇક્રોબ્સ' પણ કહે છે. તે એટલાં ઝીણાં હોય છે કે નરી આંખે આપણે તેને જોઇ શકતાં નથી. પેલી દિવાલ પર મેલેરિયા તાવના જંતુઓનું ચિત્ર છે. તે ન્હાનાં ઇંડાં જેવાં લાગે છે, નહિ?"

"પણ તમે કહ્યું કે જંતુઓ નરી આંખે ન દેખાય એટલાં ઝીણાં હોય છે પણ આ ચિત્રમાંના જંતુઓ તો હું ચોકખા જોઉં છું."

અધ્યાપકે હસતાં હસતાં કહ્યું "અલબત્ત નરી આંખે એ જંતુ નથી દેખાતાં, તેમને જોવા માટે સૂક્ષ્મદર્શક યંત્ર જોઇએ. આ મેજ પર તે યંત્ર છે." એમ કહી તે સૂક્ષ્મદર્શક યંત્રના મ્હોટું દેખાડનાર કાચ નીચે જયપાલનો હાથ રાખી ઉપરથી તે જોવા કહ્યું. જયપાલનો હાથ સારો, સુંવાળો ને સુન્દર આકારનો હતો પણ તેમાં જોઇ જયપાલ બોલ્યા, "હું કંઇક જાડી ખડબચડી ચામડી જોઉં છું. તેપર દોરડાના ટુકડા જેવું કંઇક ચ્હોંટેલું દેખાય છે." અધ્યાપકે કહ્યું: "એ ચામડી તમારા હાથ પછવાડેની છે. ને દોરડાના ટુકડા ચામડી પરના વાળ છે. સૂક્ષ્મદર્શક યંત્ર વડે ન્હાની ઝીણી વસ્તુ અતિ મ્હોટી લાગે છે. પેલા મેલેરિયાનાં જંતુનું કદ સ્વાભાવિક હોય તે કરતાં ૬૦૦ ગણું મ્હોટું દેખાય છે. આ જંતુઓ પર ક્વિનાઇન ઝેર સમાન છે. તે તેનો નાશ કરે છે ને તાવ મટાડે છે. જે માણસને આ જાતનો તાવ આવે તે જો ત્રણ અઠવાડીયાં લગી નિયમિત એકાંતરા દસ રતિ ક્વિનાઇન લે તો સાજો થાય છે. જે સ્થળમાં આ તાવથી પીડાતા લોક હોય ત્યાં રહેનારે પણ દરરોજ થોડું ક્વિનાઇન લેવાથી તેને તાવ આવતો નથી."

"પણ માણસને તાવ આવે છે કેમ? એ જંતુઓ લોહીમાં પેસે શી રીતે?"

"સર રોનાલ્ડ રોસ નામના હિંદી સરકારની નોકરીમાં મ્હોટા દાક્તર હતા. એમણે આપના પ્રશ્નનો ઉત્તર પ્રથમ આપ્યો. તેણે ૧૮૯૮ માં સાબીત કર્યું કે અમુક પ્રકારના મચ્છરોના દંશથી માણસને આ તાવ આવે છે. ઘણાં મચ્છરો સૂક્ષ્મદર્શક યંત્રથી તેણે તપાસી જોયાં અને અમુક જાતના મચ્છરોમાં મેલેરિયાના જંતુઓ તેણે જોયાં. આ મચ્છરો કોઇને દંશ દે ત્યારે તેના લોહીમાં પેલા જંતુઓ મુકી જાય છે ત્યાં તેની વૃદ્ધિ થઇ તે માણસને તાવ આવે છે. વળી એક માણસના શરીરમાંથી બીજાના શરીરમાં પણ પેલા જંતુઓ આ મચ્છરોજ લઈ જાય છે. જેને તાવ આવ્યો હોય તેવાને કરડે ને પછી તંદુરસ્ત માણસને કરડે ત્યારે એ સાજા માણસને પણ તાવ આવે છે. મચ્છરજ એક જણ પાસેથી બીજા પાસે આ તાવ લઇ જાય છે. તાવવાળા માણસના શરીર પર પ્રથમ દંશ દીધા સિવાય જો મચ્છર કોઇને કરડે તો તો તેને તાવ આવતો નથીજ. એથી સ્પષ્ટ થાય છે કે જો મચ્છર ન હોય તો મેલેરિયાના તાવની હસ્તીજ સંભવતી નથી. માટે તાવ રોકવા માટે દરેક સ્થળે મચ્છરનો નાશ કરવો."

"પણ મચ્છર તો અગણિત હોય એ પકડાય શી રીતે કે જેથી તેનો નાશ કરી શકાય?"

દાક્તરે કહ્યું "સાચું, મચ્છર પકડવાનું ઘણું અઘરૂં કામ છે. પણ તેને ઉત્પન્ન જ થતાં આપણે અટકાવી શકીએ. પાણીની કુંડીઓમાં, રસ્તા પરના ખાબોચીયાનાં ગંદા પાણીમાં અગર કોઇ સ્થળે ભરાઇ રહેલા પાણીમાં કે દિવસો સુધી મુકી રાખેલા પાણીના વાસણમાં મચ્છરો ઇંડા મૂકે છે. આ ઇંડામાંથી ન્હાના જંતુ થાય છે, જેના દસેક દહાડામાં મચ્છરો બને છે. જો એકજ સ્થળે લાંબો વખત ભરાઇ રહેલું પાણી ન મળે તો મચ્છર ઇંડાં મૂકી શકેજ નહિં. તેથી આ ગંગા દેશમાં કોઇ માણસ પોતાના ઘર પાસે ક્યાંઇ પાણીના ખાડા ભર્યા રાખતા નથી. દરેક કૂવા વાવ પર તેમજ ટાંકી પર ઢાંકણાં રાખ્યાં છે. કુંડી કે કુંડમાં ભર્યા

રહેતા પાણી પર ગ્યાસલેટ છાંટે તો ગ્યાસલેટ પાણી પર પ્રસરી જાય છે કેમકે તે પાણી કરતાં હલકું હોય છે. જો મચ્છર ત્યાં હોય તો તેલમાંથી બહાર તે નીકળી શકતા નથી. જેથી તેઓ શ્વાસ લઇ શકે નહિ અને પરિણામે ત્યાંજ મૃત્યુ પામે.

"આવોજ બીજો જીવલેણ તાવ 'પીળો તાવ' કહેવાય છે. આ તાવ બીજા પ્રકારના મચ્છરના દંશથી આવે છે. અગાઉ તો આ પીળો તાવ જેને આવે તે માણસ જીવતું જ નહિ. તેથી જ્યાં એ પ્રકારના મચ્છરો હોય તેવા ઘણાક દેશ ઉજ્જડ થઈ ગયા હતા. ત્યાં પણ ઉપલા પ્રકારનો તેનો ઇલાજ હાથ લાગ્યાથી હવે સારો વસવાટ થયો છે, ને લોકો તંદુરસ્ત છે. પીળા તાવના મચ્છરોનો પણ નાશ કરવામાં આવે છે. આ રીતે સુએઝ નહેર પરનો પ્રદેશ, પનામા નહેર પાસેનો મધ્ય અમેરિકામાંનો ભાગ તથા વેસ્ટ ઇન્ડીઝના ટાપુઓ જે પીળા તાવનું ખાસ ઘર લેખાતાં ત્યાં એ મચ્છરોનો નાશ કરવામાં આવ્યો છે."

"ત્હમે કહ્યું કે અમુક પ્રકારના મચ્છરજ તાવ લઇ જાય છે. ત્યારે શું અન્ય પ્રકારના મચ્છરોના દંશથી કંઇ નથી થતું? ત્યારે આવા નિરૂપદ્રવી મચ્છરો અને ઉપદ્રવી મચ્છરો એ બેમાં ફેર શું હોય?"

"બધા પ્રકારના મચ્છરને છ છ પગ તો હોય છે. પણ તાવના મચ્છર છે તેનાં માથા નીચાં નાંખી દીધેલાં હોય છે તેથી માથાપર ઉભા રહેતાં હોય તેમ લાગે છે. તેના પાછલા બે પગ હવામાં ઉંચે રાખેલા હોય છે. અન્ય પ્રકારના મચ્છર ચાર પગે ઉભા રહે છે ને પાછલા બે પગ પીઠપર સીધા રાખે છે. તાવના મચ્છરની પાંખપર ડાઘા હોય છે ને ઉડતી વેળા કંઇ અવાજ કરતા નથી. ત્હમને ખબર ન પડે તેમ તે કરડે છે; જ્યારે નિરૂપદ્રવી મચ્છરની પાંખપર ડાઘ હોતા નથી, તેઓ ઉડતાં તીણો અવાજ કરે છે. પણ અંધારામાં આ બન્ને વચ્ચેનો તફાવત જોઇ શકાતો નથી. માટે સર્વ મચ્છરને રોગજન્ય ગણી તેનો નાશ કરવો જોઇએ. મચ્છરો વહેલા સવારમાં,

સાંજે ને રાત્રે ઉડે છે. દિવસે સૂર્યના પ્રકાશમાં ઉડતા નથી. માટે જ્યાં મચ્છર હોય ત્યાં પથારી પર મચ્છરદાની રાખી સૂવું જોઇએ. મચ્છરદાની ન રાખી શકે તેવા લોકે શરીરે ગ્યાસલેટ ચોળી સૂવું કે જેથી મચ્છર દંશ દઇ શકે નહિં."

---

૧૧.

## શીતળા.

મેલેરિયા તાવપર ઉપર પ્રમાણે અધ્યાપકે સમજાવ્યું. હવે તે ઓરડામાંથી જયપાલ બીજા ઓરડામાં ગયા. ત્યાં અધ્યાપક શીતળા પર વિદ્યાર્થીઓને વ્યાખ્યાન આપતા હતા, જયપાલે કહ્યું: "શીતળા અતિ ભયંકર રોગ છે. અમ્હારા જમના દેશમાં પ્રતિવર્ષ આ રોગથી પણ હજારો માણસો મરી જાય છે. મ્હારા રાજાજી કહેતા હતા કે શીળી કઢાવ્યાથી આ રોગ માણસને થતોજ નથી, તો શીળી કઢાવવાં એટલે શું?"

"અંગ્રેજીમાં તેને વેકસીનેશન કહે છે, 'વેકા' એટલે ગાય. શીતળાના રોગમાંથી ઉગારનાર ગાય છે."

"આપણે હિન્દુઓ ગાયની પુજા કરીએ છીએ. સર્વ પ્રાણીમાં તે ઉત્તમ ગણાય છે. તે તારણહાર પ્રાણી છે. વળી તમે કહે છો કે શીતળાના રોગમાંથી ઉગારનાર પ્રાણી ગાય છે. પણ તે કેવી રીતે?"

"કોઇ વાર ગાયને પણ ગૌશીતળાનો રોગ થાય છે. તે પણ આપણો શીતળા જેવો રોગ છે. પણ તે નરમ સ્વરૂપે છે ને પ્રાણહારક નથી. ડૉ. એડવર્ડ જેનર જ્યારે વીસ વર્ષના યુવાન હતા ને તબીબી શાળામાં ભણતા ત્યારે તેણે આ 'વેકસીનેશન' ની શોધ કરી હતી. ત્યાંની ઇસ્પીતાલમાં એક ભરવાડની છોકરી દવા કરાવવા માટે આવી. કોઇએ કહ્યું 'તેને શીતળાનો રોગ થયો લાગે છે.' ત્યારે પેલી છોડી કહે, "એ રોગથી હું ડરતી નથી. તે રોગ મને થાયજ નહિ. કેમકે મ્હને ગૌશીતળા નીકળી ગયા છે." વળી પોતાના

ગામના જે જે ભરવાડોના કુટુંબીઓને ગૌશીતળા એક વાર નીકળી ગયા હતા તેમાંથી કોઇને શીતળાનો રોગ થયોજ નથી એ વાત સવિસ્તર તેણીએ કહી. જેનરે આ વાત ધ્યાનમાં રાખી લીધી. જ્યારે અભ્યાસ પુરો કરી તેણે તબીબી ધંધો શરૂ કર્યો ત્યારે આ વાતના થોકબંધ પ્રયોગો જેનરે કરવા માંડયા. સોળ વર્ષ સુધી પ્રયોગો કર્યાં પછી તેની ખાત્રી થઇ કે ગૌશીતળાના ફોલ્લામાંથી રસી લઇ જો માણસના કોઇ અંગ પર ચરકો દઇ તેના લોહીમાં તે ભેળવી દેવામાં આવે તો તે માણસને શીતળાનો રોગ કદી થતો નથી. આ રીતનું નામ તેણે 'વેકસીનેશન' આપ્યું. પોતે પ્રથમ તો આ રીતે પોતાના બાળકને શીતળા કાઢયા. પછી તો ઘણા લોકો આ ઉપાય અજમાવી શીતળાના ભયમાંથી મુક્ત થયા. એથી આ ઉપાય સર્વત્ર પ્રસિદ્ધ થયો ને ડૉ. જેનરનું નામ પ્રખ્યાત થયું. યુરોપના રાજાઓએ તેને ભારે માન આપ્યું. ફ્રાન્સના નરવિર નેપોલ્યનને ઇંગ્લેન્ડ જોડે વૈર હતું છતાં તેણે કહેલું 'જેનર જે માગે તેની મ્હારાથી ના પડાયજ નહિ' અને ડૉ. જેનરની માગણીથી ઇંગ્લાંડના ઘણાક કેદીઓને નેપોલ્યને છોડી મુકેલા."

"શીતળા કઢાવ્યાથી માણસને તે રોગ નથીજ થતો એવું ડૉ. જેનરે શી રીતે સાબીત કર્યું?"

"પ્રથમ તેણે એક બાળકને હાથે ત્રણ સ્થળે ગૌશીતળાની રસી મૂકી. જેથી છોકરાને ગૌ સીતળા નરમ સ્વરૂપે થયો. હાથપર દરેક સ્થળે ફોલ્લો ઉઠયો જ્યારે તેમાંથી આરામ થયો ત્યારે શીતળા થયેલ માણસના ફોલ્લાની પ્રાણઘાતક રસી તે છોકરાના શરીરમાં દાખલ કરી પણ તેની કશીજ અસર ન થઇ. એ રીતે છોકરો શીતળાના રોગમાંથી ભય મુક્ત થયો છે તેની ખાત્રી કરી. આ પ્રમાણે ઘણા માણસો પર પ્રયોગ અજમાવી જોયો અને પરિણામ ઘણુંજ સંતોષકારક આવ્યું. જેને જેને ગૌશીતળાની રસી મૂકી તેને એ રોગ થયોજ નહિં. લાખો માણસપર આ પ્રયોગ અજમાવી જોયો અને આ વાત સાચી ઠરી."

"ત્યારે તો ગૌશીતળા તથા માણુસનાં શીળી એ બન્ને એકજ રોગ લાગે છે, માત્ર નામ જુદાં છે."

"સાચું. માણુસનો શીળીનો રોગ અને ગાયોનો ગૌશીતળાનો રોગ એ બન્ને રોગ એકજ પ્રકારના જંતુ ઉત્પન્ન કરે છે. જ્યારે ગૌશીતળાની રસી સાજા માણુસને મૂકે છે ત્યારે તે તેના લોહીમાં પ્રવેશે છે અને એક નવો પદાર્થ ઉત્પન્ન કરે છે, જે થોડા સમયમાં ઝેરી જંતુઓનો નાશ કરે છે. જ્યારે આવું એકવાર થયું કે એ શરીરના લોહીમાં એવી શક્તિ જ પેદા થઈ જાય છે કે જ્યારે જ્યારે પેલા રોગના ઝેરી જંતુ શરીરમાં દાખલ થાય છે કે તરતજ તેનો નાશ કરી દે છે. જે છોકરાના હાથ પર ડૉ. જેનરે રસી મૂકી તેને ગૌશીતળા થયેલો. તેથી તે છોકરાના લોહીમાં રહેલ ઝેર મારનાર તત્વે શીતળાના જંતુઓનો નાશ એકદમ કર્યો. પણ જેને શીતળા કઢાવ્યાં હોતાં નથી, તેને જ્યારે એ રોગ થાય છે ત્યારે તે ઝેરના જંતુઓનો નાશ કરનાર તત્વ તેના લોહીમાં ન હોવાથી આ ઝેરી જંતુઓ એટલી ઝડપથી વધે છે કે તેનો નાશ કરનાર તત્વ ત્યાં ઉત્પન્ન થઈ શકતું નથી. ને તેથી કદાચ તેનું મૃત્યુ થાય છે. કોઇ કોઇ વાર આવા માણુસને આરામ પણ થાય છે પણ એતો એમ સાબીત થયું કે તેનું લોહી ઝેરી જંતુઓનો નાશ કરવા શક્તિમાન છે અને જ્યારે એજ જાતના ઝેરના જંતુઓ તેના શરીરમાં દાખલ થાય ત્યારે તેનો નાશ કરવાની શક્તિ તેનામાં આવે છે કે જેથી તેને ફરીથી કદી શીતળા થતો નથી. પણ આ રીતે જેને જેને આરામ થયો હોય તેના શરીરના જંતુઓનો નાશ થતા પહેલાં આખા શરીરે ફોલ્લા ફોલ્લા નીકળે છે ને તેને કદરૂપો બનાવી મુકે છે અને કદાચ તે આંધળો પણ થાય છે."

આ પછી જયપાલ પોતાને ઉતારે ડૉ. મોતીરામ સાથે ગયા.

## ૧૨.
## મરકી.

બીજે દિવસે તબીબી કોલેજનો ત્રીજો ઓરડો જોવા ગયા. ત્યાં અધ્યાપક મરકી પર વ્યાખ્યાન આપતા હતા. જયપાળે કહ્યું, "અમારા જમના દેશમાં સેંકડો માણસો મરકીથી એકાએક મૃત્યુ પામે છે. આ રોગ અતિ ભયંકર લેખાય છે. જ્યારે એ રોગ એક સ્થળે ફાટી નીકળે છે ત્યારે લોકો જંગલમાં કે પરગામ નાસી જાય છે. અમ્હારા એક કુમાર અનંગપાળ મહિના અગાઉજ આ રોગનો ભોગ બન્યા હતા. પણ આ દેશમાં એ રોગનું નામ પણ નથી એમ લાગે છે."

"ના, હાલ નથી. અમે તે રોગને અહીં નિર્મૂળ કર્યો છે. અહીં પણ થોડા વર્ષ પહેલાં હજારો માણસો મરકીથી મરી જતાં. ત્રણ ચાર સૈકા અગાઉ વિલાયતમાં પણ લાખો લોક આ રોગથી ગુજરી ગયા હતા, પાંચ સૈકા પહેલાં યુરોપની વસ્તીનો ચોથો ભાગ આ રોગનો ભોગ બનેલો. લન્ડન શહેરની અરધો અરધ વસ્તી મરકીથી મરી ગયેલી. હવે લગભગ બીલકુલ આ રોગ ત્યાં રહ્યોજ નથી."

"ત્હમે આ દેશમાં મરકી કેવી રીતે નિર્મૂળ કરી?"

"તાવની માફક મરકીના જંતુઓ પણ લોહીમાં ઉત્પન્ન થાય છે. આ ચિત્રમાં એ જંતુનું કદ સાડાઆઠસેં ગણું મ્હોટું બતાવ્યું છે. તે ન્હાના કાળા ડાઘ જેવા દેખાય છે. જેમ મચ્છરો માર્ફત તાવ એક જણ પાસેથી બીજા જણ પાસે જાય છે તેમ મરકીનો રોગ પણ એક ઘેરથી બીજે ઘેર, એક ગામથી બીજે ગામ કે એક દેશથી બીજે દેશ ઉંદરો માર્ફત જાય છે. જેમ માણસને એ રોગ થાય છે, તેમ ઉંદરોને પણ થાય છે. અસંખ્ય ઉંદરો આ રોગથી મરી જાય છે. એવા ઉંદરની ચામડી પર ઘણા ચાંચડ હોય છે. મરકીવાળા ઉંદરને જે ચાંચડ કરડે છે તેજ જો માણસને કરડે

તો તે માણુસને મરકી થાય છે. કેમકે તેના દંશથી લોહીમાં તેનાં જંતુ પેસે છે ને ત્યાં ખુબ વધે છે. માટે મચ્છરના નાશથી મેલેરીયા તાવ જેમ નિર્મૂળ થાય છે તેમજ ઉંદરો ન હોય તો મરકીજ ન આવવા પામે."

"જો એમજ હોય તો જ્યાં મરકી ફાટી નીકળે ત્યાં ઉંદરોનો નાશ કરવો એજ સૌથી પ્રથમ જરૂરી પગલું ગણાય."

"બરાબર. પ્રથમ તો ઉંદરોનો નાશ કરો. છતાં કદાચ કોઇને મરકી થાય તો તે ઘરમાં રહેનાર સર્વ જણે તે ઘર ખાલી કરી જંગલમાં વાસ કરવો ને સાદડીનું છાપરૂ બાંધી ત્યાં રહેવું. ઘરના દરેક ઓરડામાં ધૂણી કરવી ને ધુપ કરવો જેથી ચાંચડનો નાશ થાય. વળી ઉંદરને પણ પકડી દૂર કરવા. મરકી થયેલ માણુસને તંદુરસ્ત ખેરીયતવાળા ગામમાં પેસવા ન દેવો. કેમકે એ ચાંચડ તેના કપડાં કે પથારીમાં લઈ આવેલ હોય તો સારૂં ગામ મરકીથી દૂષિત થાય છે. ચોકખા તથા સારાં બાંધેલ ઘરમાં ઉંદર કે મચ્છર નથી હોતાં. માટે જો ગામનું દરેક ઘર સ્વચ્છ રાખવામાં આવે, ઘરમાં કે શેરીઓમાં ક્યાંઇ કચરોજ ન રહેવા પામે તો ત્યાં મરકીનાં પગલાંજ થવાનો મુદ્દલ સંભવ રહેતો નથી."

"ત્યારે શું મરકી થયેલા માણુસને સાજો કરવાનો ઉપાયજ નહિં હોય શું? મરકી થતી. અટકાવવાને પણ કોઇ ઇલાજ કે દવા નથી?"

"નાજી. ઇલાજ છે. જેમ શીળી કઢાવવાથી શીતળાનો રોગ અટકે છે તેમ મરકીની રસી મુકવાથી માણુસને મરકી થતી નથી. અગર જો થાય તો તે પ્રાણુહારક થતી નથી પણુ તે માણુસ સાજો થઇ શકે છે."

"મરકીની રસી? એ શું? એ પણુ શું ડૉ. જેનરે શોધી કાઢી?"

"નાજી. એ ઇલાજ મુંબાઇમાં ડૉ. હોફ્કીને શોધી કાઢયો. દરેક

રોગના જંતુઓ હોય છે તેમ આ રોગનાં પણ જંતુઓ છે. શીતળા જેવા ચેપી રોગ માણુસને એક વાર થાય છે અને તેમાંથી તે સાજો થાય તો એજ રોગ તેને ફરી થતો નથી. આવો માણુસ "ઇમ્યુન"–રોગમુક્ત કહેવાય છે. જ્યારે કોઇ રોગનાં જંતુ લોહીમાં પેસે છે ત્યારે ત્યાં જે ઝેર ઉત્પન્ન થાય છે તેને "ટૉકસીન" કહે છે. પણ સાજા માણુસના લોહીમાં ઝેરનો નાશ કરનાર તત્વ હોય છે તે વડે આ ઝેરનો નાશ કરવા તે તત્વ પ્રયત્ન કરે છે. આ તત્વ "એન્ટી–ટૉકસીન" કહેવાય છે. જો લોહીમાં પુરી શક્તિ હોય અને પુરતો વખત હોય તથા આ ઝેર ત્યાં વધુ ન હોય તો આ કાર્ય લોહીમાંનું એન્ટી–ટૉકસીન કરી શકે છે. જે કોઈ માણુસ સાજો થાય છે તેના શરીરની અંદર આ જ ક્રિયા થાય છે. ઝેરનો નાશ કરનાર તત્વ એન્ટી ટૉકસીન મૂળથીજ લોહીમાં હોય છે, જે કોઇકમાં વધારે હોય છે ને કોઇમાં ઓછું હોય છે. જ્યાં વધુ હોય ત્યાં નવા જંતુઓ દાખલ થતાંજ તે તેનો નાશ કરે છે. આવો માણુસ "ઇમ્યુન"–રોગમુક્ત બને છે.

કુ. જયપાળે પુછ્યું, "પણ ધારો કે પેલું જંતુનાશક ઝેર—એન્ટી ટૉકસીન કોઇ માણુસના લોહીમાં વખતસર જોઇતા પ્રમાણુમાં ન ઉત્પન્ન થાય તો તો તેનું મૃત્યુ થાય. તો શું મરકી અટકાવવાનો અને મનુષ્ય જીવન બચાવવાનો કોઈ ઇલાજ નથી ?"

અંબાપ્રકે કહ્યું "ડૉ. હૉફકીને તેનીજ શોધ કરી. રસી મુકાવવી એજ તેના ઉપાય છે. મનુષ્ય શરીરની બહાર આ ઝેર કેમ ઉત્પન્ન કરવુ તેજ તેણે શોધી કાઢ્યું. કોઇનાં શરીરમાંથી તેણે મરકીના જંતુઓ લીધાં અને અમુક પ્રકારનો મુરબ્બો કાચના ઠામમાં ભરી તે જંતુઓને તેમાં રાખ્યાં. અહીં તેઓ વૃદ્ધિ પામ્યાં અને એ ઝેર ઉત્પન્ન કર્યું. પછી તેણે જોયું કે જો આ ઝેરનું એક ઝીણામાં ઝીણું ટીપું પણ સાજા માણુસના લોહીમાં દાખલ કરીએ તો લોહીને વલોવી નાંખી વિરૂદ્ધ પ્રકારનું ઝેર એન્ટી ટૉકસીન તે મ્હોટા પ્રમાણુ-

માં ઉત્પન્ન કરે છે. આ એન્ટી-ટૉક્સીન તે ન્હાના ટીપાંની અંદરના જંતુઓનો નાશ કરે છે એટલું જ નહિં પણ તે લોહી બીજાં કોઇ જંતુઓથી ઉત્પન્ન થયલા ઝેરનો નાશ કરવા સમર્થ બને છે."

"સાચું; હું માનતો હતો કે આ જંતુઓ પોતેજ ઝેર રૂપ છે. પણ આ ન્હાના ટીપામાંનું ઝેર લોહીમાં એન્ટી-ટૉક્સીન ઉત્પન્ન થવા પામે તે અગાઉ વૃદ્ધિ પામી માણસનું જીવન જોખમમાં નાંખે એવો ભય નથી ?"

"નાજી. આ જંતુઓજ જીવંત પ્રાણી છે. તેઓ ઝપાટાબંધ વૃદ્ધિ પામે છે પણ આ ઝેર તો વનસ્પતિજન્ય વસ્તુ છે. તે વૃદ્ધિ ન જ પામે. રસીમાં આ જીવતાં જંતુઓ મૂકવામાં આવતાં નથી પણ એ વનસ્પતિજન્ય ઝેરનું ઝીણું ટીપું મૂકવામાં આવે છે, જે રોગ ઉત્પન્ન કરી શકે તેટલું શક્તિવાળું નથી હોતું. પણ તે શરીરમાં માત્ર 'એન્ટી ટૉક્સીન'-વિરૂદ્ધ પ્રકારનું ઝેર ઉત્પન્ન કરવા સમર્થ હોય છે."

"માણસને રસી કેમ મૂકે છે? લોહીમાં એ ઝેર શી રીતે દાખલ કરે છે? જેમ કિવનાઈનની પ્રવાહી દવા લેવાય છે તેમ દૂધ અગર પાણી સાથે તે ટીપું લેવાતું હશે?"

"નાજી. મરકી ચામડી દ્વારા શરીરમાં પેસે છે. ઉંદર પરનાં ચાંચડ માણસની ચામડીને દંશ દે છે ને તેથી તેના લોહીમાં તે જંતુ દાખલ થાય છે. તેજ રીતે પોલી સોય દ્વારા આ ટીપું હાથ પરની ચામડી ભાંગી લોહીમાં આ ઝેર દાખલ કરવામાં આવે છે."

કુ. જયપાળે પૂછ્યું, "પણ જેને મરકી થઇ હોય તેવા માણસને ફાયદો થાય તેવો કાંઇ ઇલાજ છે?"

"હાજી. જેને મરકી થઈ હોય તેને અંધારા ઓરડામાં કદી ન રાખવો. તેને ખુલ્લી હવામાં પથારી પર સુવાડી રાખવો. ત્યાં દૂધ જેવો સાદો પ્રવાહી જલદી પચે તેવો પુષ્ટિકારક ખોરાક તેને આપવો. જેથી આ રોગથી ક્ષીણ થતી શક્તિ જળવાઇ રહે. પ્રકાશ, સ્વચ્છ

હવા ને આ પ્રકારનો ખોરાક મરકીવાળાને સાજો કરવામાં ખૂબ મદદરૂપ છે."

કુ. જયપાળે કહ્યું, "આ બધું સમજાવવા તસ્દી લીધી તે સારૂ આભાર માનું છું. આપે જે કહ્યું તે અનુસાર વર્તવા જમના દેશમાં અમે પ્રયાસ કરીશું." આટલું કહી કુ. જયપાળ જવાની તૈયારી કરતા હતા ત્યાં એક મ્હોટું ચિત્ર જોઇ તે ઉભા રહ્યા ને અધ્યાપકને પૂછ્યું "આ કોણ છે ?"

અધ્યાપકે કહ્યું "પેશ્વર નામના ઘણા પ્રસિદ્ધ ફ્રેન્ચ રસાયણ-શાસ્ત્રીનું તે ચિત્ર છે. તે દવા આપવાનું કે દર્દીની માવજતનું કામ ન કરતા પણ તેમના સમયના મહાન દાકતરોમાંના તે એક ગણાય છે."

કુ. જયપાળે પૂછ્યું "ડૉ. પેશ્વર આટલા બધા પ્રસિદ્ધ કેમ થયા ?"

અધ્યાપકે ઉત્તર દીધો "જંતુ સંબંધીનું જ્ઞાન આ જગતને આપનાર એ ડૉ. પેશ્વરજ હતા. માણસોમાં તથા અન્ય પ્રાણીઓમાં જંતુઓને લીધેજ ઘણા રોગો ઉત્પન્ન થાય છે. રસી મૂકીને આ રોગ કેમ અટકાવવા તે એણે બતાવ્યું. રોગને રોકનાર દવાઓના આદ્યશોધક તે હતા. તે કહેતા 'જંતુઓથી ઉત્પન્ન થયલા દરેક રોગ પૃથ્વીના પડ પરથી નાબુદ કરવા મનુષ્ય શક્તિમંત છે. હડકાયું કૂતરૂં કે હડકાયું શિયાળ કરડવાથી માણસને જે ભયંકર રોગ થાય છે તેને "હાઇડ્રોફોબીયા" કહે છે. તેને કેમ સાજો કરવો તેની મ્હોટી શોધ એમણેજ કરી છે. હડકાયું કુતરૂં તેના માર્ગમાં બીજાં કૂતરાં, સ્ત્રી પુરૂષ કે છોકરૂં જે કોઇ આવે તેને કરડવા પ્રયત્ન કરે છે. તેથી હડકાયું કૂતરૂં જેને કરડે તેને પણ એ રોગ થાય છે. જે કરડયા પછી થોડા દહાડા કે અઠવાડિયા પછી પણ થાય છે અને એ દુઃખમાંજ તેનું મૃત્યુ થાય છે. પણ ડૉ. પેશ્વરે બતાવેલી રીતે જો તેની સારવાર વખતસર કરવામાં આવે તો તેને તે રોગ થતો નથી. આની સારવાર પણ જ્યાં 'હાઇડ્રોફોબીયા' ના પાતળા

ઝેરનાં ટીપાંની રસી મૂકવામાં આવે છે ત્યાં થાય છે. ખાસ કરી ઠંડી હવા હોય તો તેની સારવારથી એકદમ આરામ થાય છે. માટે તેના દવાખાનાં કોઇ ડુંગર પર ઉચ્ચ સ્થળમાં બાંધવામાં આવે છે. હડકાયું કૂતરૂં કરડેલા માણસે આવા દવાખાનામાં જેટલું બને તેટલું જલદી જવું જોઇએ."

"પેશ્ચરના દવાખાના હિન્દમાં ક્યાં ક્યાં છે તે આપ જાણો છો?"

"એક તો પંજાબમાં કસૌલીમાં છે. બીજું દક્ષિણ હિન્દમાં નિલગિરિ પર્વત પર કુનુરમાં છે. તે સિવાય હાલ તો મ્હોટા શહેરોની સગવડવાળી ઇસ્પિતાળોમાં એ વિભાગ ખોલ્યા છે."

"ત્યારે અમ્હારા જમના દેશમાં પણ અમે એક પેશ્ચર દવાખાનું ઉઘાડીશું."

ત્યાર બાદ જયપાલે રજા લીધી અને ડૉ. મોતીરામ જોડે રાજ્ય મહેલમાં પોતાને ઉતારે ગયા.

---

## ૧૩.
## કૉલેરા.

બીજે દહાડે સવારે જ્યારે ડૉ. મોતીરામ કુ. જયપાલને ઉતારે આવ્યા ત્યારે જયપાલે કહ્યું, "આજે તો શહેરનું મ્હોટું દવાખાનું જોવા વિચાર છે. મકાન ઘણું સરસ છે. તે બાંધતાં ખૂબ પૈસા ખર્ચ્યા લાગે છે."

દાકતરે ઉત્તર આપ્યો "હાજી, આ શહેરમાં સૌથી સારામાં સારૂં એ મકાન છે. તેની પાછળ લાખો રૂપિયા ખર્ચ્યા છે. છતાં હજુ દવાખાના પાછળ ગમે તે ખર્ચ કરવા અમારા રાજાજી તૈયાર છે. તેઓ કહે છે, 'આ દેશ આરોગ્યનો પ્રદેશ કહેવાય છે. માટે લોકોની સુખાકારી ને તંદુરસ્તી પાછળ ખર્ચાતા પૈસાજ ધનભંડારનો ઉત્તમ વ્યય ગણાય.' જરૂર આજે આપણે દવાખાનું જોવા જઇશુંજ. પણ આજે તો એક વાર ફરીથી તજીબી પાડશાળા જોવા

જઈએ. ત્યાં મ્હારા એક ભાઇ પેટના રોગના નિષ્ણાત છે અને એ રોગો પર તે વ્યાખ્યાન આપે છે તેને તો આપે સાંભળ્યાંજ નથી. ગંગા દેશમાંથી અમે કૉલેરા કેમ નિર્મૂળ કર્યો તેની સવિસ્તર હકીકત તે આપશે."

કુ. જયપાળે કહ્યું: "ભલે, ચાલો ત્યારે પ્રથમ તબીબી પાઠશાળામાં જઇ આવીએ. પછી દવાખાનું જોઇશું."

ત્યારબાદ કુ. જયપાલ કપડાં પહેરી તૈયાર થયા અને બન્ને જણુ ગાડીમાં બેસી તબીબી પાઠશાળામાં ગયા. પેટના રોગના નિષ્ણાત એક દાક્તર જે ઓરડામાં વ્યાખ્યાન આપતા હતા તેમાં તેઓ પેઠા. ત્યાં દિવાલપર એક મ્હોટી છબી ટાંગેલી જોઈ જયપાળે કહ્યું: "આ કોઇ પ્રસિદ્ધ દાક્તર લાગે છે. અહીં દુનિયાના ઘણા પ્રસિદ્ધ દાક્તરોની છબીઓ રાખેલી લાગે છે."

અધ્યાપકે ઉત્તર દીધો: "હાજી, અહીં ઘણા દાક્તારોની છબીઓ છે. એ વિદ્વાન ડાહ્યા પુરૂષોએ જગતને જે કંઇ આપ્યું છે તે માટે આભારની ઉંડી લાગણીથી અમે તેમના પ્રત્યે જોઇએ છીએ અને અમારામાં તેઓ ઉત્સાહ પ્રેરતા હોય તેવું તેમની છબી પ્રત્યે જોઇએ ત્યારે અમને લાગે છે. તેમનાં નામ કદી ન ભૂલાવાં જોઇએ. ઘણા સમય પહેલાં બહુ ધ્યાનપૂર્વક શાન્તિથી પોતાના અભ્યાસમાં વર્ષો ગાળી કૉલેરાની જંતુઓની જે મહાન નરે શોધ કરી તે આ ડૉ. કોચ છે."

"મેલેરિયા તાવ, મરકી ઇત્યાદિની જેમ કૉલેરાના પણ શું જંતુઓ હોય છે? શું દરેક રોગનાં જંતુ થાય છે?"

"જેમ જેમ રોગને વિષે અમારૂં જ્ઞાન વધતું જાય છે તેમ તેમ અમને લાગે છે કે દરેક રોગનાં જંતુઓ જ હોવાં જોઇએ. અલબત્ત બધા રોગના જંતુઓની હજુ શોધ નથી થઈ. સૂક્ષ્મદર્શક યંત્રવડે જોઈ તેના મૂળ કદ કરતાં દોઢ હજારગણાં મ્હોટાં કદના કૉલેરાના જંતુઓ આ ચિત્રમાં છે. તે મરકીના જંતુઓથી તદ્દન

ભિન્ન ન્હાના ન્હાના ગોળ પાતળા સળીયાના ટુકડા જેવા દેખાય છે. જો આ જંતુઓ કોઇના શરીરમાં પેસે તો ત્યાં વૃદ્ધિ પામી તેને ખૂબ ઝાડા ને ઉલટી થવા લાગે છે, ને હાથ-પગમાં તોડ થાય છે જેને કૉલેરા થયો એમ આપણે કહીએ છીએ. પીવાના પાણી દૂધ ઇત્યાદિ પદાર્થોમાં તેમજ ખાવાના ખોરાકમાં આ જંતુઓ એકદમ પેસી જાય છે ને કોઇ માણુસ આવી પેય કે ખાદ્ય વસ્તુ લે ત્યારેજ તેને કૉલેરા થાય છે."

"પણ એ જંતુઓ ખાદ્ય અગર પેય વસ્તુઓમાં પેસી જાય ક્યાંથી?"

"જ્યારે કોઈ માણુસને કૉલેરા થાય છે ત્યારે તેને ઉલટી ને ઝાડા થાય છે. આ ઉલટી તથા ઝાડામાં કૉલેરાના જંતુઓ ઉભરાઈ નીકળે છે. જો તે ગંદવાડ ગમે ત્યાં નાંખી દીધો હોય અને વરસાદના પાણીથી તે ધોવાઈ કોઇ કુંડ, કૂવો કે નદીમાં વહે તથા તે પાણી જો કોઇ પીએ તો તેને કૉલેરા થાય છે. આવા પાણીમાં જો વાસણ કે કપડું ધોયું હોય તો તે વાસણ કે કપડાને પણ વળગી પડે છે. હવે આવા વાસણમાં ફળફળાદિ કે દૂધ રાખ્યાં હોય તો તેમાં પણ આ જંતુઓ દાખલ થઇ તે લેનારને કૉલેરાનો ભોગ બનાવે છે. માટે જેને કૉલેરા થયો હોય તેવા માણુસની ઉલટી કે ઝાડા ઘાસથી અગર ગ્યાસલેટ છાંટી બાળી દેવાં જોઇએ કે જેથી તે જંતુઓનોજ નાશ થાય. કૉલેરાવાળાના કપડાં કોઇ તળાવ અગર કુંડમાં કદી નજ ધોવાં જોઇએ. રાજા પ્રતાપસિંહજીના વખતમાં આ ગંગાદેશમાં કેપ્ટન જોરાવરસિંહજી નામના ગૃહસ્થ આવ્યા હતા તેમને એ રીતેજ કૉલેરા થયેલો. કૉલેરાવાળા એક માણુસના કપડાં જે તળાવમાં ધોયાં હતાં તેમાંજ તે ગામના ભરવાડે પોતાની તાંબડી ઉડકી અને પછી તેમાં દૂધ દોયું, જે દૂધ તાજું માની કેપ્ટને પીધું. પણ એ સાથે તેમના પેટમાં કૉલેરાના જંતુઓ પેઠાં અને એ રોગથી બાર

કલાકમાં તો તે મૃત્યુ પામ્યા. એ માણુસના ઉપદેશથીજ આ દેશમાં આરોગ્યના નિયમ રચાયા ને તેને કાયદાનું રૂપ આપી તે ફરજ્યાત દાખલ કર્યા, જેને પ્રતાપેજ આજે આ દેશ આરોગ્યનો પ્રદેશ બન્યો છે.

“ હવે જ્યાં કોગળીયું–કૉલેરા ફાટી નીકળે ત્યાં લોકોએ સારી રીતે રાંધેલ દરેક ટંકે ઉન્હો ખોરાકજ લેવો જોઇએ. પાણી તથા દૂધ પણ ખૂબ ઉકાળી ગાળ્યા પછીજ લેવાં જોઇએ. તો એ રોગના ભોગ બનવાની દહેશત રહેતી નથી. કેમકે ઉકાળવાથી કૉલેરાના જંતુઓનો નાશ થાય છે. જો કેપ્ટને દૂધ ઉકાળી ગાળીને લીધું હોત તો તેને કૉલેરા ન થાત. વળી માંખીઓ પણ કચરામાંજ વૃદ્ધિ પામે છે. તે પણ કચરાપરથી ઉડી આ જંતુઓ એક સ્થળેથી બીજે સ્થળે લઇ જાય છે, જેથી ઉઘાડા રહેતા ખાવાના પદાર્થો, મીઠાઇ ઇત્યાદિપર બેસી ત્યાં તે જંતુઓ મૂકતી જાય છે માટે આવી ઉઘાડી રહેલી મીઠાઇ ફળફળાદિ ઇત્યાદિ પણ ખાસ કરી કૉલેરા ચાલતો હોય તે વેળા ન લેવું જોઇએ. વળી કચરો કે એવું ઘર–આંગણા પાસે રહેવાજ ન દીધું હોય તો માંખીઓ થવાનો સંભવજ ન રહે. માટે ચોકખાઈ રાખવાની તો પહેલી સંભાળ લેવી. ”

કુ. જયપાળે કહ્યું: “ વાહ ! આજે તો ઘણી કિંમતી સૂચનાઓ મળી, જે માટે આભાર માનું છું. અમે પણ આ વાતને ખૂબ પ્રસિદ્ધિ અપાવી અમારા જમના દેશમાંથી કૉલેરા નિર્મૂળ કરીશું. ”

## ૧૪.
## ક્લૉરોફૉર્મ.

ઉપલી વાતચીત પુરી થઇ એટલે કુ. જયપાળ તથા ડૉ. મોતીરામ વહાડકાપના ઓરડા પ્રત્યે વળ્યા. ત્યાં એક ખાસ વહાડ-કાપનો દાક્તર–સર્જન હતો. તે પ્રથમ પોતાના ખાનગી ઓરડામાં તેઓને લઇ ગયો ને ત્યાં કેટલીક વાતચીત કરી. અહીં પણ જયપાળે કેટલીક મ્હોટી મ્હોટી છબીઓ જોઇ, જેમાં એક દયાળુ જણાતા માણસની છબી સૌથી આગળ પડતું ધ્યાન ખેંચે તેવી હતી, તેથી તેને ચીંધી કુ. જયપાળે પૂછ્યું, " આ કોઇ પ્રાણહારક રોગના જંતુશોધક દાક્તર છે ? "

સર્જને ઉત્તર આપ્યો: " નાજી, કોઇ રોગના જંતુઓની શોધ માટે એ પ્રસિદ્ધિ પામ્યા નથી. અતિ પીડાને સાવ ભૂલાવી દેનાર દવા ક્લૉરોફૉર્મની શોધ માટે તે પ્રસિદ્ધ થયા છે, તેથી તે પીડાના વિજેતા કહેવાય છે. તેઓ ડૉ. સર જેમ્સ સિમ્પસન છે. ખાસ કરી સર્જનો તેમના પ્રતિ અતિ માનની દૃષ્ટિથી જુએ છે. કેમકે માણસના હાથ કે પગ જેવાં કોઇ અંગો કાપવાનાં અતિ દુઃખદ શસ્ત્રોપચાર દર્દીને જરાએ પીડા ન થાય તેવી રીતે કેમ કરવાં તે પ્રથમ તેણેજ બતાવ્યું. જ્યારે માણસ પ્રથમ ક્લૉરોફૉર્મની શીશી લઇ સુંઘે ને શ્વાસ લે એટલે તે ગાઢ નિદ્રામાં પડી જાય છે. તેને એવી ઘસઘસાટ ઉંઘ આવી જાય છે કે ગમે તેવાં દુઃખદ શસ્ત્રોપચાર કરવામાં આવે છતાં કાંઇ પીડાજ તેને લાગતી નથી. તેનો હાથ કે પગ કાપી નાંખે તો પણ તેને કશીજ પીડા થતી નથી કે કાંઇ ખબર પણ પડતી નથી. શસ્ત્રક્રિયાના દાક્તર–સર્જન શાન્તિથી પોતાનું કામ સંપૂર્ણ કરી લે છે. દર્દીને કશી પીડા ન થાય તેથી તે હાલતો ચાલતો પણ નથી. સર્જનને ઉતાવળ પણ કરવી પડતી નથી કેમકે દર્દીને પકડી રાખવો પડતો નથી. "

"આ તો અતિ આશ્ચર્યજનક શોધ ગણાય. ત્યારે તો ડૉ. સર જેમ્સ સિમ્પસન ખરેખર અતિ માનને પાત્ર છે. શું તે કોઇ ઉમરાવના પુત્ર હતા માટે તે સર કહેવાય છે?"

"નહિં, નહિં. તેના પિતા તો સ્કૉટલેન્ડના એક ગામડાના ગરીબ ભઠિયારા હતા. તેને સાત ભાઇ હતા. તેનો બાપ બહુ ગરીબ હતો અને મહેનત–મજુરી કરી માંડ પોતાનું પુરૂં કરતો. તે જે કંઇ થોડું બચાવી શકતો તે પોતાના પ્યારા પુત્ર જેમ્સની કેળવણી પાછળ ખર્ચી દેતો. જેમ્સ પણ ઘણો હોંશિયાર અને મહેનતુ હતો. એકવીસમે વર્ષે એડિનબરો વિદ્યાપીઠની દાક્તરની ઉપાધિ તેણે પ્રાપ્ત કરી. બે વર્ષ પછી ત્યાંની રોયલ સોસાયટીનો પ્રમુખ બન્યો. એ સમયનો તે અતિ પ્રસિદ્ધ શસ્ત્રક્રિયાનો દાક્તર સર્જન ગણાય છે. તેના મૃત્યુ અગાઉ રાણીજીએ તેને 'સર' નો ખિતાબ આપ્યો હતો. આવું માન તો ઘણા મ્હોટા વૈજ્ઞાનિકોનેજ આપવામાં આવે છે."

કુ. જયપાળે પ્રશ્ન કર્યો "ત્યારે ક્લૉરોફૉર્મ વિષે તેને શાથી ખ્યાલ આવ્યો?"

દાક્તરે ઉત્તર દીધો: "જ્યારે તે તબીબી પાઠશાળાનો વિદ્યાર્થી હતો ત્યારે એક માણસપર થતી શસ્ત્રક્રિયાનો ઉપચાર તેણે જોયો. એ માણસને પારાવાર થતી પીડા આંખે જોઈ. તેથી આવી ઘાતકી પીડાકારી શસ્ત્રક્રિયા કોઈ માણસપર ન કરવી એવો પોતે દૃઢ સંકલ્પ કર્યો. કોઇ કોઇવાર તો શસ્ત્રક્રિયાથી દર્દીને થતી પીડા જોઇ એ ધંધોજ છોડી દેવાનું તેને મન થતું. પણ સુભાગ્યે અભ્યાસ પૂર્ણ કર્યો અને પીડારહિત શસ્ત્રક્રિયાની શોધ કરવા પ્રયત્ન આરંભ્યો, જેમાં ઘણાયે વર્ષ બાદ અગણિત પ્રયોગો પછી પોતે ફળીભૂત થયા."

કુ. જયપાળને આ વાતમાં રસ પડયો. તેણે પૂછ્યું: "શું ક્લૉરોફૉર્મની શોધ અગાઉ દરેક શસ્ત્રોપચાર વેળા આટલી ભયંકર પીડા થતી હતી?"

અધ્યાપકે ઉત્તર દીધો: "શસ્ત્રોપચારથી સૌ અત્યંત ડરતા.

શસ્ત્રોપચાર એટલે મોતને નિમંત્રણ કરવું એવી માન્યતા હતી. કેમકે શસ્ત્રક્રિયા થઇ રહ્યા બાદ બહુ થોડા માણસો જીવતા. એ સમયનો એક લેખક કહે છે કોઇ દર્દી પર ' શસ્ત્રોપચાર કરવાનો હોય ત્યારે ફાંસીની સજાવાળા ગુન્હેગારની જેવું તેને લાગતું. શસ્ત્ર ક્રિયા કરવાનો જે દિવસ નક્કી કર્યો હોય તે પ્રાણઘાતક દીનની દર્દી રોજ ગણત્રી કરતો કે હવે આટલા દિવસ બાકી રહ્યા. જે દિવસે શસ્ત્રોપચાર થવાનો હોય તેની અગાઉની રાત્રે તો તેને ઉંઘજ શેની આવે ? તે આંખનું મટકુ સરખું મારતો નહિ. સૂર્યોદય થયા પછી તો હવે આટલા કલાકને આટલી મિનિટ રહી એવી ગણત્રી તે પથારીમાં પડયો પડયો મનમાં ગણતો. એવામાં નિયત સમય થતાં સર્જનની ગાડીનો અવાજ સાંભળી તેને ધ્રુજારી છૂટતી. પગથિયાં ચ્હડતાં દાક્તરના બુટનો અવાજ કાને પડતાં દર્દી કંપી ઉઠતો અને પોતાના ઓરડાનું બારણું ઉઘડતું જોઇ તથા દાક્તરને તેના મદદનીશો સાથે પ્રવેશતો જોઇ દર્દી ભડકી ઉઠતો કે હવે મ્હારૂં આવી બન્યું. છરીઓ તથા નસ્તર જોઇને તો પોતાનું મૃત્યુ સમીપ આવી ઉભુ હોય તેવું તેને થતું. પછી તે હલી ચલી જાય નહિં માટે તેના હાથ પગ ને શરીર પલંગ સાથે રસીથી બાંધી લેતા અને ઉપરાંત દર્દીને માણસો પકડી રાખતા. આટલું છતાં પીડા થતાં દર્દી જે પછાડા નાંખે તેથી ઘણીવાર શસ્ત્રોપચાર બગડી જતાં, આ સર્વ વાત આ જમાનામાં કલ્પના કે સ્વપ્ના જેવી લાગે છે. અત્યારે દર્દી ક્લૉરોફૉર્મની શીશી સુંઘી ઘસઘસાટ ઘાઢ નિદ્રામાં પડે છે. તેના ગમે તેવા અંગની ગમે તેવી કાપકુપ થાય છતાં દર્દીને તો સોયની અણિ ભોંકે તેટલું પણ દર્દ થતું નથી. જ્યારે દર્દી આ નિદ્રામાંથી જાગે છે ત્યારે તો શસ્ત્ર ક્રિયા ખલાસ થઇ ગઇ હોય છે. દર્દી સુખચેનથી પથારીમાં પડી રહે છે અને કશું દર્દ કે પીડા તેને જણાતી નથી. ડૉ. સિમ્પસને શસ્ત્રોપચારથી થતી ભયંકર પીડા દવાખાનામાં જોઇ ત્યારે તેણે આ વિષયનો અભ્યાસ કાળજીથી કર્યો.

તેને થયું કે, થોડા વખતને માટે જ્ઞાનતંતુ મુડદાલ બને તથા માણસને મગજ પર કશી લાગણી જેવી અસર જ ન થાય તેવી કોઇ દવા નથી શું ? પોતાના મિત્રો જોડે તેણે રોજ રોજ પ્રયોગો કરવા માંડયા. યુરોપના બધા ગાંધી તથા દવા વેચનારા પાસેથી આ પ્રકારની વિવિધ દવાના નમુના મંગાવવા માંડયા. છેવટે પ્રખ્યાત રસાયણશાસ્ત્રી લિબીગે બનાવેલું એક ઓષધ–ક્લૉરોફૉર્મ કોઈ દવાવાળા-એ તેને મોકલ્યું. લિબીગને ખબર નહોતી કે એ ઔષધની મદદ વડે પીડા રહિત શસ્ત્રક્રિયા થઇ શકે. એ ઓષધ પહોંચ્યા પછી ડૉ. સિમ્પસન તથા તેના મિત્રોએ સૌએ તે શીશી સુંઘી અને સૌ એક પછી એક ગાઢ નિદ્રામાં ઢળી પડયા. જ્યારે તે સૌ જાગ્યા ત્યારે ડૉ. સિમ્પસને કહ્યું "આ વસ્તુજ હું માગું છું." એનો ઉપયોગ પોતાના દવાખાનામાં પ્રથમજ કર્યો. એક ભારે શસ્ત્રોપચાર કરવાનો હતો તે દર્દીને તે સુંઘાડી ગાઢ નિદ્રમાં નાંખ્યો ને સરળતાથી શસ્ત્રક્રિયા કરી લીધી. પણ દર્દીને જરાએ પીડા ન થઇ એ જોઇ તેને ખૂબ આનન્દ થયો. આ પીડાહારક અદ્ભુત દવાની અગત્યની શોધ આ રીતે થઇ."

આટલી વાતચીત પછી સૌ શસ્ત્રોપચારના ઓરડામાં ગયા. ત્યાં એક માણસની આંખપર શસ્ત્રક્રિયા થતી હતી તે જોઇ. તેને મેજપર સુવાડી શીશી સુંઘાડી. તેથી તે ગાઢ નિદ્રામાં પડી ગયો. પછી દાક્તરે કહ્યું "આંખના ડોળા પર અતિ સુંવાળુ પાતળુ ચામડીનું પડ આવી જાય છે ને તેથી માણસ આંધળો બને છે. હવે હું તે ચામડી કાપી લઉં છું. એ વેળા આ માણસને સોયની અણી ભોંકાય તેટલી પણ પીડા થશે નહિં. પછી આંખે પાટો બાંધી દઇશ ને થોડા દહાડામાં તે માણસ સાજો થઇ જશે." એમ કહી સર્જને શસ્ત્રક્રિયા કરીને પાટો બાંધી દીધો ત્યારે તે માણસ જાગ્યો અને શસ્ત્રોપચાર પુરો થઇ ગયો છે એ જોઇ તેને અચંબો થયો. કેમકે તેને કશી પીડા થઇ નહોતી અગર શસ્ત્રક્રિયા કરવામાં આવી તેની ખબર પણ પડી નહોતી.

૧૫.

## જંતુઘ્ન તથા કોહવાણ અટકાવનાર સારવાર.

આંખ પર શસ્ત્રક્રિયા કરતી વેળા સર્જને પ્રથમ પોતાનાં શસ્ત્રં ઉકળતા પાણીમાં મૂક્યાં તથા પોતાના હાથ ઉન્હા પાણી ને સાબુથી ધોઇ તે પર પાતળાં રબરનાં મોજાં ચ્હડાવી લીધાં હતાં. આમ કરવાનું શું કારણ તે પૂછવાની કુ. જયપાળને ચટપટી થઇ રહી. તેથી સર્જનના ખાનગી ઓરડામાં સૌ બેસવા ગયા ત્યારે કુ. જયપાળે આ પ્રશ્ન પૂછ્યો. એટલે ડૉ. મોતીરામે દિવાલ પર ગોઠવેલી એક મ્હોટી છબી પ્રત્યે આંગળી કરી કહ્યું "સર જેમ્સ સિમ્પસનની સામેની આ છબી જોઇ કે?" જયપાળે પૂછ્યું "એ કોણ છે? આ ઉકળતા પાણીમાં શસ્ત્ર ધોવાની તથા હાથ પર રબરના મોજાં પહેરવાની શોધ તેણે કરેલી? પણ તેની જરૂર શું?"

સર્જને ઉત્તર દીધો, "તે છબી લૉર્ડ લિસ્ટરની છે. તે આધુનિક શસ્ત્રક્રિયાના પિતા ગણાય છે. જખમમાં કોહવાણ અટકાવનાર રીતિના તથા જંતુઘ્ન રીતિના તે મૂળ શોધક છે. સર જેમ્સ સિમ્પસનની માફક લાખો માણસોના જાન બચાવ્યાના પુણ્યનું હાંસલ તેને છે. આ બન્ને પુરૂષને આ ક્ષેત્રના અધિષ્ટાતા નર ગણી ભારે માન આપીએ છીએ. જીવનની તથા આરોગ્યની અગાઉ કદી નાહં મળેલી ચાવી તેમણે આપી છે."

જયપાલે પૂછ્યું "પણ ત્હમેજ હમણા કહ્યું કે ક્લૉરોફૉર્મના ઉપયોગથી દર્દી ગાઢ નિદ્રામાં પડે છે જેથી શસ્ત્રક્રિયાનો દાક્તર શાન્તિપૂર્વક બધી કાપકૂપ ને પાટાપીંડી કરી શકે છે અને દર્દીને કંઇજ પીડા જણાતી નથી. આમ ક્લૉરોફૉર્મ વડે પીડા દૂર કર્યા બાદ શું દરેક શસ્ત્રોપચાર સાવ ફત્તેહમંદ નથી નીવડતો?"

"નાજી. આપ ધારો છો તેમ ડૉ. સિમ્પસન તથા તેના મિત્રોએ માન્યું. પણ ખરી રીતે એવું નથી. અલબત્ત ગમે તેવા ભયંકર શસ્ત્રોપચારથી થતી પીડા સાવ નિર્મૂળ થઇ ગઈ. આથી

શસ્ત્રક્રિયાના દાકતરનું કામ બરાબર થઈ શકે છે. પણ ત્યાર બાદ શસ્ત્રક્રિયાના ઝખમ રૂઝાવા બાકી રહે છે. ઝખમ રૂઝાતા નહોતા. તેમાં ઝેર ભળ્યું હોય તેમ લાગતું. એથી એકજ ભાગના દર્દી સાજા થતા ને બે ભાગના દર્દી મરણુ શરણુ થતા. આનું કારણુ કોઇ કળી શકતું નહિં. મૃત્યુ થતું કેમ તે કોઇ જાણી શકતું નહિં. પણ કેટલાંક વર્ષ બાદ આ મૃત્યુ થવાનું કારણુ અને તે કેમ અટકાવી શકાય તેની શોધ જોસફ લિસ્ટર નામના દાકતરે કરી. તેના ઇલાજનું સાદામાં સાદું નામ 'સ્વચ્છતા'. મૃત્યુ થવાનું કારણુ મેલ કે ગંદવાડ છે એમ તેણે જોયું. ચામડીમાં થયેલ જખમ પર સોજો થઇ આવતો તે સારો થઈ જવાને બદલે જખમ પરનો બધો ભાગ રાતોચોળ થઇ જતો, બળતરા થતી ને તે પછી ઉપર મ્હોટો સોજો આવી ખૂબ પીડા થતી. ઝીણા જંતુઓ જખમની અંદર પેસી જઇ ત્યાં વૃદ્ધિ પામી આ સર્વ ક્રિયા કરી મૂકતા હતા. માટે કાં તો જખમની અંદરના જંતુઓનો નાશ કરવો અગર બની શકે તો જખમમાં જંતુજ પેસવા ન પામે એવી રીત પકડવી જોઇએ. પણ આ જંતુઓ આવે છે ક્યાંથી? તે અત્યંત ઝીણા છે અને નરી આંખે દેખી શકાતાં નથી. પણ તે હવામાં ખૂબ હોય છે તેમ દરેક વસ્તુ પર પણ ઘણા બેઠેલા હોય છે. સર્જનની છરી પર પણ તે વળગેલા હોય છે. તેમજ તેના હાથ પર તે ચ્હોંટેલા હોય છે. શસ્ત્રક્રિયા પછી જે કપડાના પાટા બાંધવામાં આવે છે તેમાં પણ તે જંતુઓ રહેલાં હોય છે. જ્યારે જખમ સુઝી જાય છે ત્યારે માંસ કોહવા લાગે છે. કેમકે માંસમાં આ ઝેરી જંતુઓ ભળે છે અને માંસને મુડદાલ બનાવી દે છે. આ ક્રિયાને દાકતરો 'સેપ્સિસ' પરૂ થવા માંડવું—એવું કહે છે. લસ્ટરે જોયું કે આ કોહાણુ અટકાવવા માટે કંઇક ઇલાજ લેવો જોઇએ. આ જંતુઓનો તેણે ખાસ અભ્યાસ કર્યો. તેના પિતા યંત્રો બનાવનાર મીસ્ત્રી હતા. અગાઉ સૂક્ષ્મદર્શક યંત્ર એક રમકડા જેવું હતું તેને હાથમાં લઇ તેણે તે

અમૂલ્ય વૈજ્ઞાનિક યંત્ર તરીકે વપરાય તેવું તૈયાર કરી આપ્યું. આ સૂક્ષ્મદર્શક યંત્રનો ઉપયોગ લિસ્ટરે કર્યો. જે જંતુઓ મુદ્દલ દેખાતા પણ નહોતા તે આ યંત્ર વડે સ્પષ્ટ દેખાવા લાગ્યાં. ડૉ. લિસ્ટર સ્કૉટલૅન્ડની ગ્લાસગો વિદ્યાપીઠમાં શસ્ત્રક્રિયા (સર્જરી) ના અધ્યાપક હતા. તેણે એવો તર્ક કર્યો કે આ જંતુઓ હવામાંથી જખમમાં પેસી જાય છે. તેથી પ્રથમ તો કોહાણ અટકાવે તેવી દવાથી જખમને સાફ કરી ધોઇને જંતુઓનો નાશ કરવાનો પ્રયત્ન તેણે આરંભ્યો. આમાં થોડે અંશે ફત્તેહમંદ થયા. પણ કોહાણ અટકાવનાર દવા તેજાબના ગુણવાળી હતી તેથી માંસને નુકશાન થતું અને જખમ રૂઝાતાં વખત લાગતો. હવે લિસ્ટરને સમજ પડી કે આમાં હવાનો કશો વાંક નથી પણ શસ્ત્રક્રિયા કરનાર સર્જન પોતે, તેના હાથ, તેની છરી, તેના કપડાં, તેના પાટા બધા પર જંતુઓ હોય તે જખમમાં પેસે છે. માટે એ સર્વ ચીજો પ્રથમ ઉકળતા પાણીમાં ધોઇ નાંખી તે પરના જંતુઓનો નાશ કરવો જોઇએ. એ ઉપરાંત સઘળા રૂમાલ, વાદળીના ટુકડા, પાટા ઇત્યાદિ જે જે શસ્ત્રક્રિયા વેળા વપરાય છે તે સર્વ સાફ ચોકખું હોવું જોઇએ. જંતુનાશક દવાના પાણીમાં શસ્ત્રક્રિયા કરનાર સર્જને હાથ ધોવા જોઇએ અને એજ રીતે સાફ કરેલાં રબરનાં મોજાં હાથે ચડાવવાં જોઇએ. શસ્ત્રક્રિયાની આ રીત જંતુઘ્ન કહેવાય છે તેમજ પરૂ ન થવા પામે તેવી રીત—એસેપ્ટિક પણ કહેવાય છે. કોહવાણ અટકાવનારી દવાથી જખમમાંના જંતુઓનો નાશ થાય છે અને પરૂજ ન થવા પામે તેવી 'એસેપ્ટિક' રીતથી જખમની અંદર જંતુઓ પેસવા પામતાજ નથી. આ શરીરમાં એવી અજબ શક્તિ કુદરતે મૂકી છે કે જો જખમમાં બહારથી કોઇ જંતુ પેસવા ન પામે તો તે તેની મેળેજ રૂઝાઇ જાય છે. આ નવી રીત ઘણી ફળીભૂત થઈ અને લગભગ સઘળા જખમ પુરેપુરા રૂઝાવા લાગ્યા. આથી ડૉ. લિસ્ટર ભારેમાં ભારે માન પામ્યા. શાહેનશાહે તેને ઉમરાવ બનાવ્યા. અન્ય

દેશોએ તેને ખૂબ માન આપ્યું. શસ્ત્રક્રિયાની તેની રીતને 'લિસ્ટ-રિઝમ' પણ કહે છે. આ ગંગાદેશના દવાખાનાઓમાં એ રીતેજ સારવાર કરવામાં આવે છે. આ સર્જન સાહેબે અહીં એ રીતે કામ કર્યું તે આપે જોયું."

કુ. જયપાળે કહ્યું "લૉર્ડ લિસ્ટરની પદ્ધતિનો વૃત્તાંત સાંભળી બહુ આનન્દ થયો. હું તે કદી ભૂલીશ નહિં. સ્વચ્છતા રાખવાથી આરોગ્યમાં કેટલો બધો ફાયદો થાય છે!"

અધ્યાપકે કહ્યું "પહેલોજ સિદ્ધાન્ત આરોગ્ય માટે એ યાદ રાખવાનો કે જ્યાં ગંદવાડ કે મળ હોય ત્યાંજ રોગનો જન્મ થાય છે. જો ગંદવાડ દૂર કરો તો રોગ દૂર થયોજ સમજવો. જો માંખી મચ્છર અને ઉંદરનો નાશ થાય તો કૉલેરા, મરકી, તાવ અને શીળી પણ જલદીથી અલોપ થઇ જાય છે."

આટલી વાતચીત પછી કુ. જયપાળ ડૉ. મોતીરામ જોડે પોતાને ઉતારે ગયા.

---

## ૧૬.
## ગંગાદેશનાં ફળ.

તે પછી થોડા દહાડા કુ. જયપાળે ત્યાંનું દવાખાનું સંગ્રહસ્થાન તથા અન્ય જોવા લાયક સ્થળોનું નિરીક્ષણ કરવામાં ગાળ્યા. તે દરરોજ સવારે વહેલા ઉઠી ગંગાજીમાં સ્નાન કરતા. એક દહાડો પોતાના મંત્રીને કહ્યું, "જમનાજીના જળ ઘણાં સારાં છે પણ તે ગંગાજીના નીરને ન પહોંચે. ગંગાજીમાં સ્નાન કરવાથીજ શરીર સ્ફૂર્તિમાન તથા નિરોગી થતું તુરત લાગે છે." મંત્રીએ ઉત્તર દીધો, "હાજી ગંગાજીમાં સ્નાન કરવાથી નવું જીવન પ્રાપ્ત થતું હોય તેવું લાગે છે એટલાજ માટે હિન્દુઓએ આર્યોએ ગંગાસ્નાનને અપૂર્વ મહત્વ આપ્યું છે ને ગંગામૈયાને સૌથી ઉત્તમ નદી કહ્યાં છે."

એક દહાડો રાજા રામસિંહજીએ તેને કહ્યું, "અમ્હારા રાજ-

મ્હેલની વાડીનાં થોડાંક ફળ તમને બતાવું. ત્હમારે ત્યાંથીજ આણેલાં બીજ રોપી તથા ડાળો ચોપી અમે અહીં ફળઝાડ ઉછેર્યાં છે. તેના આ સીતાફળ, દ્રાક્ષ, કેરી, દાડમ, સકરટેટી, જમરૂખ, પોપૈયાં ને રામફળ છે.”

જયપાળે ઉત્તર દીધો “વાહ ! આ તો અમ્હારા કરતાં પણ ઘણાં મઝેનાં ઉત્તમ ફળ થયાં છે. અમારે ત્યાં પ્રથમ કાશ્મીરથી દ્રાક્ષ લાવવામાં આવેલી પણ આ તો ઘણી મધુર દ્રાક્ષ છે. આ સીતાફળનો માવો કેટલો બધો મીઠો છે. જ્યારે પંચવટીમાં રામજી સીતાજી જોડે વનમાં રહેતા ત્યારે તેઓ આ ફળ ખાતાં હતાં એમ કહેવાય છે. આનાં બીયાં પણ કેટલાં ન્હાનાં છે ! જે ફળ રામજી ખાતા તે રામફળ અને જે ફળ સીતાજી લેતાં તે ફળ સીતાફળ કહેવાયાં. પણ રામફળ સીતાફળ કરતાં કંઇક ન્હાના લાગે છે અને એટલાં મીઠાં પણ નથી. રામજીમાં સ્ત્રી સન્માનનો ભાવ કેટલો બધો હતો ? પોતા માટે ન્હાનું ફળ રાખ્યું અને સીતાજીને મ્હોટું ને મીઠું ફળ આપ્યું.

“ આ કેરીઓ પણ સારી છે. લાંબી બદામના આકારની કેરી ઉત્તમ ગણાય છે પણ કેટલાક ગોળ કેરીને સારી ગણે છે. અમારે ત્યાં કલમો રોપી તેની જાત અમે સુધારી છે. આ ટેટીઓ પણ બહુ સારી છે. તેનાં બી એટલાં ઝીણાં છે કે જાણે તે બી વગરની હોય તેવું લાગે છે. કદાચ કોઇ ફળમાં ઠળીયાં જેવાં બીયાં ન થાય એવાં ફળ ભવિષ્યમાં ઉત્પન્ન કરશો ખરા એમ લાગે છે.”

રાજાજીએ ઉત્તર દીધો, “ અમારી એવી ધારણા છે. ગઈ સાલ અમારો એક માણુસ મુંબઇ ગયલો. ત્યાંથી બી વગરનાં ઘણાં મીઠાં મ્હોટાં નારંગી લાવ્યો હતો. તે અમેરિકાના કેલિફૉર્નિયામાંથી આવેલાં હતાં. અમારો એક બીજો માણુસ મધ્ય હિન્દમાંથી બી વગરનાં મીઠાં સુન્દર પોપૈઇયાં લાવ્યો હતો. એક જણ ગુજરાતના ધોળકા તરફથી બી વગરનાં જામફળ લાવ્યો હતો. વળી કાઠિયાવાડના

પાલીતાણા તથા ભાવનગર તરફથી સારાં રસદાર મ્હોટાં દાડમ પણ અહીં આવ્યાં હતાં. અમે એ દરેકના નમુના અહીં રોપાવીએ છીએ. રાજ્યમહેલ ફરતો બગીચો આખા દેશ માટે રોપ પુરા પાડનાર વાડી તરીકે વપરાય છે. રૈયત વર્ગને કોઇને રોપ જોઇએ તો તે ત્યાંથી મફત મળે છે. ગંગાદેશમાં હજારો ફુલવાડીઓ છે. ફળો ઢગલાબંધ ઉત્પન્ન કરવાનું કારણ એટલુંજ કે વિવિધ મીઠાં ફળ રૂતુએ રૂતુમાં ખાવાથી લોકનું આરોગ્ય ઘણું સુધરે છે. ફળફળાદિ જેવો પૌષ્ટિક ખોરાક અન્ય નથી. એથી માણસ નિરોગી ને કૌવતવાન બને છે. ગંગાદેશ આરોગ્યનો પ્રદેશ કહેવાય છે તેનું એક કારણ એ પણ છે કે આ દેશના લોકને ખાવાને ઉત્તમ દાણા પાણી મળે છે, તાજાં મીઠાં સસ્તાં ફળ ખાવાં મળે છે, સારૂં તાજુ ધારૂં દુધ તથા ઘી તેમજ મલાઇ મળે છે ને છાશની તો અહીં વિપુલતા છે. ગાયોની સારામાં સારી ઓલાદ અહીં પાળી છે. સારાં ઢોર બહારથી ખરીદી લાવી તે પર છૂટથી પૈસા ખર્ચી ઉછેર્યાં છે. વળી ડો. સીતારામની સલાહથી દરેક દવાખાનાની આસપાસ ખૂબ છૂટી જમીન રાખી તેમાં ફળ ઝાડના બગીચા બનાવ્યા છે, જ્યાં દ્રાક્ષ, સીતાફળ, કેળાં, પોપૈયાં, સંતરા થાય છે. દર્દીઓને તે આપવામાં આવે છે જેથી રોગ પછી આવતી અશક્તિ એકદમ દૂર થાય છે. દવા કરતાં યોગ્ય ખોરાક ફળફળાદિ ઘણાં ગુણકારી છે. દર વર્ષ નવરાત્રિને દશેરાના તહેવારોમાં અમે ખેતીવાડીનું પ્રદર્શન ભરીએ છીએ. જેમાં સારાં ઢોર, ફળ ફુલ, અનાજ ઇત્યાદિ જુદા જુદા વિભાગ રાખવામાં આવે છે. અહીં રાજ્યની ઉપજના સૌથી ઉત્તમ નમુના લાવનારને પ્રતિવર્ષ ઇનામ આપવામાં આવે છે. વળી ક્રયવિક્રય પણ લોકોને યોગ્ય રીતે કરવા તક મળે છે. જેથી વર્ષમાં જોઇતા કપડાં લત્તા તથા જરૂરી ચીજો પણ વેચવા માટે વેપારીઓ અહીં લઇ આવે છે."

કુ. જયપાળે કહ્યું "આપ ખરેખર આદર્શ રાજા છો. આપ રૈયતને બાળક જેવી ગણો છો. અન્ય રાજાઓની માફક રાજ્યનો

ખજાનો આપને તથા આપના કુટુંબને માટે હીરા મોતી માણેકના દાગીના તથા મ્હોટી મહેલાતો બાંધવામાં નથી ખર્ચતા. પણ બધું ધન રૈયતના સુખને સારૂ ખર્ચો છો અને પ્રજાને નિરોગી તથા સુખી રાખો છો તે જોઇ મ્હને ઘણો આનન્દ થાય છે. જો હિન્દના સઘળા રાજ રજવાડા, નવાબો, ઠાકોરો ને ગીરાસદારો આપને પગલે ચાલે તો બહુ થોડા વખતમાં હિન્દ સુખની સીમાએ પહોંચી જાય."

રાજાજીએ ઉત્તર દીધો "હું તો માત્ર મ્હારી ફરજ બજાવું છું. આપણા શાસ્ત્રોમાં રાજાને પ્રજાનો વડો સેવક કહ્યો છે. જો તે પ્રમાણે હું મ્હારી રૈયતની સંભાળ ન રાખું તો હું રાજા કેવો? અર્થશાસ્ત્રમાં કૌટિલ્ય મુનિએ કહ્યું છે કે રૈયતના સુખમાંજ રાજાનું સુખ રહેલું છે. પ્રજાના શ્રેયમાં રાજાનું શ્રેય છે. પોતાને શું ગમે છે તે નહિં જોતાં લોકોને શું લાભદાયી છે તે જોવું એ રાજાનો પહેલો ધર્મ છે."

---

## ૧૭.

## કુ. જયપાળ સ્વદેશમાં.

ગંગાદેશમાં જે કંઈ જોવા જેવું હતું તે બધું કુ. જયપાળે જોયું. હવે પછી સ્વદેશ તરફ પ્રયાણ કરવા તેની ઇચ્છા થઇ. તેથી રાજાજીની આજ્ઞા મેળવી. ડો. સીતારામે જે જે યાદી આપી હતી તે બધી દવાઓ ત્યાં મ્હોટા જથ્થામાં હતી તેમાંથી અમુક અમુક ભાગ શીશીઓમાં ભરી ડો. મોતીરામે તૈયાર રાખી હતી. રાજાજીએ પણ રામસિંહજીને સારૂ પુષ્કળ ભેટો મોકલી. કુ. જયપાળે તેમનો ઘણો આભાર માન્યો. એ સર્વ દવાઓ તથા ભેટો લઇ તે હાથી પર બેસી સ્વદેશ આવવા નીકળ્યો. સાથે તેનો મંત્રી ઘોડા પર બેસી આવતો હતો. રસ્તામાં જ્યાં જ્યાં વિશ્રામ લેવાના હતાં ત્યાં દરેક સ્થળે રાજ્ય તરફથી સારી સગવડ અગાઉથીજ તૈયાર રાખેલી હતી. તેથી બહુ સુખરૂપ પ્રવાસ થયો. જમનાદેશની હદમાં પગ મૂકયો

ત્યારે સ્વદેશ અને ગંગાદેશ વચ્ચે શું અંતર છે તે તેણે જોયું. જમનાદેશમાં ધન હતું, સમૃદ્ધિ હતી, દરેક પ્રકારના ખાદ્ય પદાર્થ હતા પણ ત્યાં ધૂળ, કચરો, ગંદવાડ પુષ્કળ હતાં. બજારમાં સર્વત્ર માખીઓ બણબણાટ કરતી. રસ્તામાં ઢોરનાં છાણ તથા મૂત્ર અને એવા ગંધાતા કચરાના ઢગ હતા. કૂવા પર ઓટલા બાંધેલા નહોતા કે ઉપર ઢાંકણ નહોતાં. જેથી પાંદડા, ડાંખળાં, ચરક, મળ, મૂત્ર કે જે કંઇ કચરો ત્યાં પડતો તે કૂવા પર ઢોળાતા પાણીથી તથા વરસાદથી ધોવાઈ અંદર પડતો હતો. ઘણાક કૂવા પાસે છાણ તથા ગંધાતા ખાતરના ઢગ પડયા હતા. આ સર્વ જોયું ત્યારે ગંગાદેશના દરેક ગામ તથા શહેરના કૂવા પર જે પાટીયાં મારેલાં હતાં તે યાદ આવ્યાં જેમાં નીચેની બે લીટી લખેલી પોતે જોઇ હતી તે સાંભરી—

**ગંદકી રોગની જન્મદાત્રી છે;**

**સ્વચ્છતા આરોગ્યની માતા છે.**

જમનાદેશમાં ગામડે ગામડે મીઠાઇની દુકાનવાળાઓને ત્યાં માખીઓ બણબણતી જોઇ; તે વેળા ગંગાદેશની નિશાળોમાં ભીંત પર લખેલું એક વાકય યાદ આવ્યું કે—

**ગંદી માખીઓ પ્રાણહારક રોગોની જન્મદાત્રી છે.**

સ્વદેશમાં ઘર પણ બહુ નીચાં ને અંધારાવાળાં હતાં. રાત્રે સૂએ ત્યારે બારણાં બંધ કરે. એ વખતે હવા અંદર પ્રવેશીજ શકતી નહિં. ગાયો, ભેંસો ને ઢોર ઘણાં ઘરમાં અગર ઓશરીમાં બંધાતાં જોયાં. વળી શહેરોના રસ્તા પણ એટલા સાંકડા હતા કે શેરીઓમાં તડકો તો કદી આવતોજ નહિં. એ વેળા ગંગાપુરમાં પોતે જોયલી બાંધ-કામની પાઠશાળા યાદ આવી, જ્યાં સામાન્ય તેમજ ધનવાન માણસોના ઘર તથા રસ્તા ને નેહરો ઇત્યાદિ કેમ ને કેવાં બાંધવાં તેના નમુના ચિત્રમાં દોરેલા દીવાલ પર તૈયાર રાખ્યા હતા તે યાદ આવ્યું. તેમાં ઓરડા મ્હોટા તથા હવા ઉજાશવાળા ને બારી બારણા-વાળા બતાવ્યા હતા. આવા દરેક ચિત્ર નીચે બે વાકય લખેલાં હતાં કે—

### પ્રકાશ જીવન છે; અંધારૂં આપઘાત છે.

એક દહાડો એક ગામ પાસે વિશ્રાન્તિ માટે તે રસ્તા પર થોભ્યો. ત્યાંના મુખીએ થોડા દહાડા પરજ દરબારને પત્ર લખી ત્યાં કોલેરા ફાટી નીકળવાના તથા તેનો ભોગ ૩૦ માણસ થયા હતા તેના ખબર આપ્યા હતા. મુખી મળવા આવ્યો એટલે લોકો ક્યાનું પાણી પીએ છે તે બતાવવા કુ. જયપાળે કહ્યું. મુખી તેને લઇ ગામમાં ગયો. ગામમાં જતાં રસ્તામાં એક તળાવ આવ્યું. ત્યાં સ્ત્રીઓ કપડાં ધોતી હતી. ભેંસો પાણીમાં ડૂંકા દેતી હતી અને મળ મૂત્ર કરી ગંદવાડ વધારતી હતી. મુખીએ કહ્યું "આ તળાવનું પાણી લોકો પીએ છે." એથી કુ. જયપાળ દિલગીર થયો અને કહ્યું "ત્હમારા ગામને એક સારો કૂવો બંધાવી આપવાનો હુકમ જતાં વેંત મોકલાવી આપીશ."

જમનાપુરના સીમાડામાં તે પહોંચ્યો એટલે હાથીપરથી ઉતરી પાલખીમાં બેસી ચાર વાગે ગામમાં પહોંચી ગયો. આવીને તરતજ રાજાજીને મળવા ગયો. તે પ્રેમથી મળ્યા. તે સાંજે તો વધુ વખત નહિં હોવાથી ઝાઝી વાતચીત ન થઇ પણ તે પછીના ત્રણ—ચાર દિવસ સુધી પોતે ગંગાદેશમાં જે જે જોયું જાણ્યું હતું તેનો લાંબો વૃત્તાંત આપ્યો.

---

## ૧૮.

## કુ. અનંગપાળનું મૃત્યુ કેમ થયું?

કુ. જયપાળના ગયા પછી જમનાપુરમાં ડૉ. સીતારામે કુ. અનંગપાળનું મૃત્યુ કેમ થયું ને તેને મરકી કેવી રીતે થઇ તેની તપાસ માટે કુ. અનંગપાળના અંગત નોકરને બોલાવવા રાજાજીને વિનતિ કરી. રાજાજીએ એ શોકજનક સમાચાર લાવનાર કુ. અનંગ-પાળના નોકરને બોલાવ્યો. પણ રાજાજી કહેઃ "હવે એ વાત કરવાથી તે કંઈ સજીવન થાય તેમ છે? એ વાત સાંભળી મ્હને

સંતાપ થાય છે." દાક્તરે ઉત્તર દીધો: "એ સાચું. પણ જો એથી આપને દુ:ખ થતું હોય તો હું તેને મ્હારા ઉતારાપર બોલાવી પ્રશ્નો પૂછી જોઉં. એ કુમારશ્રીનું મૃત્યુ કેમ થયું અને તે અટકાવી શકાત કે કેમ તે આપને પણ જાણવાની જરૂર છે. કેમકે આપના દેશના હજારો માણસોના પ્રાણુહરણ કરનાર અને દેશને નિર્જન કરનાર મરકી અટકાવવા માટે શું પગલાં લેવાં તે બાબતના આ પ્રશ્નો અહીં પૂછવાથી આપને તેનો સારો ખ્યાલ આવશે."

રાજાજીએ કહ્યું: "બહુ સારૂં. મ્હારી રૈયતના શ્રેયમાં હું વચ્ચે આવવા નથી ઇચ્છતો. મરકી અહીંથી હાંકી કાઢવા મ્હેં દૃઢ નિશ્ચય કર્યો છે તો મ્હારે તે વિષે પુરૂં જાણવું જોઇએ. તે નોકરને બોલાવ્યો છે; આપ પ્રશ્નો પૂછજો."

કુ. અનંગપાળનો નોકર લાલસિંહ નામે જુની રાજપુત રીત-રસમના સુંદર નમુના સમો પુરૂષ હતો. તેણે આવી રાજાજીને સલામ કરી, કચેરીને નમન કર્યું. તેને દાક્તરે પૂછ્યું: "લાલસિંહ, ત્હમારા માલિક કુ. અનંગપાળના મૃત્યુનું વર્ણન સાંભળવા અમ્હારી ઇચ્છા છે. તેમને મરકી થયલી તે કેમ થઇ તે કહેશો? તેમાં ત્હમારો મુદ્દલે દોષ નથી. એવો કંઇ વહેમ કોઇને અંશમાત્ર નથી તેની ખાત્રી રાખજો. ત્હમે તો જીવના જોખમે પણ તેના પ્રાણ બચાવવા તૈયાર હતા. પણ મરકી તેમને કેમ લાગુ થઇ તે બરાબર કહો તો સારૂં."

લાલસિંહે ઉઠી રાજાજીને તથા દાક્તરને સલામ કરી કહ્યું: "મ્હારા એ માલિકની બાળપણથી મ્હેં નોકરી કરી છે. મ્હારો દસ વર્ષનો એક ન્હાનો પુત્ર છે તે મ્હારા પછી તેમની સેવામાં રહે એવી મ્હારી ઇચ્છા હતી પણ પ્રભુએ તેમને આ લોકમાંથી અકાળે ઉપાડી લીધા. ઇશ્વરની જેવી મરજી."

"અમે રાણીગંજથી સીતાપુર જતા હતા. રસ્તો પચીસેક ગાઉ લાંબો હશે. જેથી ટુંકે રસ્તે જવા સારૂ અમે જંગલનો માર્ગ લીધો. અમ્હારો સર્વ સામાન મજુરો જોડે મ્હોટે રસ્તે મોકલી દીધો.

થોડેક ગયા ત્યાં સૂર્ય આથમી ગયો. અંધારૂં થઈ ગયું. અમે રસ્તો ભૂલ્યા. અંધારે બે-ત્રણ કલાક આથડયા. પણ રસ્તો કાંઈ હાથ લાગ્યો નહિં. એવામાં ત્યાં એક ઝુંપડી જોઈ. કુ. અનંગપાળ થાકી ગયા હતા તેથી કહ્યું: "હવે આપણાથી ડગલુંએ આગળ ચલાય તેમ નથી. આજ રાતની રાત અહીંજ વિશ્રાન્તિ લઇએ. આ ઝુંપડું ખાલી છે. માટે અહીંજ પ્હો ફાટતાં લગી સૂઈ રહીએ." હું ઝુંપડીમાં ગયો ને મીણબત્તી સળગાવી જોયું તો ત્યાં થોડાક ઉંદરો મરેલા પડયા હતા. મ્હેં માન્યું કે કોઇ અહીં રહેતું હશે ત્યારે આ ઉંદર અહીં રહેલા. પણ પછી ઝુંપડી ખાલી થતાં ઉંદરને ખાવાનું ન મળવાથી ભૂખે મરી ગયા હશે. તેની પૂંછડીયો પકડી પકડી મ્હેં દૂર ફેંકી દીધા. અને ઝુંપડીવાળી ચોળી ચોળી સાફ કરી. પછી ઘોડાની ઝુલ પાથરી ગાદી બીછાવી ઓશીકે જીન મૂકયું અને એ પથારીપર કુ. અનંગપાળ સૂઇ ગયા. હું બન્ને ઘોડાને ઝાડ સાથે બાંધી ઝુંપડીના બારણા પાસે ઝુલ પાથરી હાથમાં ઉઘાડી તરવાર રાખી ચોકી કરતો બેઠો, કે જેથી કોઇ જંગલી જાનવર ત્યાં ન આવી શકે. કુમારશ્રી ભળકડા સુધી સૂઇ રહ્યા. અજવાળું થયું એટલે મ્હેં ઉઠાડયા. અમારી જોડે કંઇ ખાવાનું કે પીવાનું પાણી સુદ્ધાં નહોતું. જ્યારે મ્હેં પૂછ્યું કે 'ઉંઘ આવી હતીને?' ત્યારે તેમણે કહ્યું કે પ્રથમ તો સારી ઉંઘ આવી. પણ ત્યાં ચાંચડ એટલા બધા કરડતા હતા કે પાછલી રાતની તો જરાયે ઉંઘજ આવવા દીધી નથી."

દાક્તરે પૂચ્છયું: "ઝુલપર, ગાદીપર કે જીનપર તે સૂતેલા તેમાં કયાંઇ ચાંચડ હતા?"

લાલસિંહે ઉત્તર દીધો: "નાજી. તેમાં એકે ચાંચડ નહોતો. તેની તો મ્હને પુરી ખાત્રી છે. હું તે બધું બરાબર સાફ રાખતો."

"ત્યારે એ ચાંચડ ત્હમને ન કરડયા? કુમારશ્રીને એકલાનેજ કરડયા?"

"નાજી, ઝુંપડી બહાર મ્હને એક ચાંચડ કરડયો નથી."

"ત્યારે તેમને જે ચાંચડ કરડયા તે ઝુંપડીના ભોંયતળીયેજ હોવા જોઇએ. ત્યાંથી ઝુલપર ને ગાદીપર થઇ ત્હેમને શરીરે ચડેલા હોવા જોઇએ. પણ ઠીક હવે ત્હમારી વાત અગિળ ચલાવો જોઇએ."

લાલસિંહે કહ્યું: "તે પછી ઘોડાપર સામાન નાંખી અમે ઉપડયા ને એક બે કલાકમાં રસ્તો ખોળી કાઢયો. પાછા પેલા રાજમાર્ગપર અમે આવ્યા. ત્યાં અમારા સામાન ઉંચકનાર મજુરો મળી ગયા. પ્રથમ તો મ્હેં કુ. અનંગપાળજીના બધાં કપડાં ઉતરાવી પેલા સામાનમાંથી નવાં પહેરવા આપ્યાં ને ચાંચડવાળાં કપડાં જંગલમાં ફેંકી દીધાં. આગળ ચાલ્યા ત્યાં એક ગામ આવ્યું. ત્યાંનો મુખી અમને આગ્રહ કરી તેડી ગયો. અમે દાતણ કરી દુધ પીધું. રસ્તામાં પેલી ઝુંપડીમાં અમે રાત ગાળી હતી તે વાત તેને કહી. ત્યારે મુખી બોલ્યો. એ ઝુંપડીમાં એક મુસાફરને મરકી થયલી ને તે ત્યાં પંદરેક દિવસ પહેલાં ગુજરી ગયો હતો. તેનું મુડદું બે દહાડા લગી ત્યાં પડી રહ્યું હતું. પછી મ્હને ખબર મળ્યા ત્યારે માણસો મોકલી તેને અગ્નિસંસ્કાર કરાવ્યો. તે દહાડાથી તે ઝુંપડી ખાલીજ પડી છે. બાકી આ ગામમાં કોઇને ગરકી થયેલ નથી, અને આજ પંદર દિવસ થઈ ગયા તેથી તે ઝુંપડામાં પણ કશુંજ નહિ હોય, માટે આપ ત્યાં સૂતા માટે મનમાં કશી ધાસ્તી રાખવા જરૂર નથી. તે પછી ત્યાંથી અમે સીતાપુર જવા નીકળ્યા. રાત્રે મોડા અમે ત્યાં પહોંચ્યા. રસ્તામાં એક સ્થળે ઉતારો કરી ઉન્હી રસોઈ અમે જમ્યા. સીતાપુરમાં પણ એક સુન્દર મકાનમાં અમે ઉતર્યા. અમે બન્નેએ એકજ થાળીમાં ભોજન લીધું, અને એકજ કુજામાંથી પાણી પીધું. બીજે દિવસે કુ. અનંગપાળજીનું આખું શરીર દુઃખતું હતું ને સખ્ત તાવ ચડયો હતો અને ગાંઠ નીકળી આવી હતી.આ પછી તો અમારાથી થાય તેટલા ઉપાય કર્યા. એક પળ પણ મ્હેં તેને હેઠા મૂકયા નથી. ત્રણ ત્રણવાર તો તેમના કપડાં બદલ્યાં ને મ્હારે સગે હાથે તેમની સેવા-ચાકરી કરી પણ તેજ રાત્રે તે મૃત્યુ પામ્યા."

દાક્તરે પૂછ્યું: "હવે મ્હારે માત્ર બેજ પ્રશ્નો પૂછવાના રહે છે. ત્હમારા સાથમાંના કોઇને મરકી થયલી ? ત્હમે ગયા તે વેળા સીતાપુરમાં મરકી હતી ?"

"નાજી, અમારા સાથવાળાને કોઇને મરકીજ નહોતી. તેમ અમે રહ્યા ત્યાં લગીમાં સીતાપુરમાં એક પણ માણસને મરકી હતી નહિં. અલબત્ત આસપાસના ગામડામાં મરકી હતી."

પછી દાક્તરે રાજાજીને કહ્યું: "આપે લાલસિંહજીએ આપેલો વૃત્તાંત સાંભળ્યો. એ પરથી કુ. અનંગપાળના મૃત્યુનું કારણ આપ કળી શકો છો ? તેમને મરકી કેમ થઈ તે આપ સમજી શક્યા ?"

રાજાજીએ કહ્યું: "નહિ, નહિં. લાલસિંહજી તેના માલિકની જોડેજ રહ્યો છે, એટલે મરકી થાય તો બન્નેને થાય. પાછળથી પણ લાલસિંહજીને મરકી ન થઇ. ખાવા–પીવામાં પણ બન્ને જણ સાથેજ હતા ને એકજ થાળીમાંથી ખાધું તથા એકજ કુન્જામાંથી પાણી પીધું. એથી પેલી ઝુંપડીમાં કુમાર સૂતેલા તેથી કદાચ ત્યાં કંઇ થયું હોય તેમ લાગે છે. પણ ત્યાં મરકીથી મુસાફર ગુજરી ગયો તેનેયે પંદર દહાડા અગાઉ તો બાળી દીધો હતો, તેથી આ બાબતમાં મ્હારી મતિ તો કંઇ ચાલતી નથી."

દાક્તર બોલ્યા: "આ તો દીવા જેવું ચોકખું છે. કુ. અનંગપાળને મરકી કેમ થઇ તથા તેના નોકરને કેમ ન થઇ તેનું કારણ આપું. કુમાર ઝુંપડીમાં સૂતેલ ને નોકર ત્યાં નહોતો સૂતો. મરેલા ઉંદર ઝુંપડીમાંથી નોકરે ફેંકી દીધા હતા પણ તે ઉંદર પરના ચાંચડ ત્યાં ભોંયપર હતા તે કુમારને કરડયા જેથી તેને મરકી થઇ અને એ ચાંચડ ચાકરને ન કરડયા માટે તે બચી ગયો."

"ચાંચડ તથા ઉંદર જોડે મરકીને શું લેવાદેવા છે ?"

"હું આપને એજ સમજાવું છું. પ્રથમ તો મરકીનાં જંતુ મેલેરિયા તાવની માફક ચામડીદ્વારા શરીરમાં પેસે છે. બન્ને રોગ ઝેરથી ઉત્પન્ન થાય છે. મચ્છર અગર ચાંચડની સોયના અણિ જેવા

તીણી લાંબી પોલી સુંઢ વડે તેઓ ચામડી પર ચટકો ભરે છે. તે વેળા તેઓ લોહીમાં ઝેર ભેળવી દે છે. આ બન્ને રોગ કોલેરા કે શીતળા કે ક્ષય જેવાં નથી. આ ત્રણે રોગનાં જંતુઓ તો ખોરાક અગર પાણીમાં ભળી શરીરમાં પેસે છે ને રોગ પેદા કરે છે. છેલ્લી શોધ મુજબ મરકી માણસ તથા ઉંદરનેજ થાય છે. ઉંદરને પણ ચાંચડ કરડવાથી મરકી થાય છે અને માણસને પણ એ રીતેજ થાય છે. ઉંદરના ડીલ પર ખૂબ ચાંચડ હોય છે. જ્યારે મરકીવાળા ઉંદરના ચાંચડ તેને કરડે ત્યારે તે ચાંચડ તેના લોહીમાંથી મરકીના જંતુઓ લે છે ને જ્યારે તે ચાંચડ બીજા સાજા ઉંદરને કરડે ત્યારે તેને મરકી થાય છે. જો આવા ચાંચડ માણસને કરડે તો તેને પણ મરકી થાય છે. આ ચાંચડ જીવતા ઉંદરના ડીલ પરજ રહે છે. જેવો ઉંદર મરી જાય અને તેની અંદર વહેતુ લોહી બંધ થાય કે તરતજ તે ચાંચડ તેના શરીર પરથી ભોંય પર ઉતરી જાય છે અને ત્યાં જે કોઇ પ્રાણી, અન્ય ઉંદર કે માણસ હોય તેના ડીલને ચ્હોંટે છે ને તેને કરડી તેના લોહીમાં મરકીના જંતુ દાખલ કરે છે જેથી તેમને મરકી થાય છે. આ પ્રમાણે કુ. અનંગપાળને મરકી થયેલી. તે પેલી ઝુંપડીમાં પડી રહેલા ચાંચડ કરડવાથી થઇ. જો તે ચાકરને કરડયા હોત તો તેને પણ મરકી થાત. પણ સુભાગ્યે તેણે કપડાં બદલી નાખ્યાં હતાં ને ચાંચડવાળાં કપડાં જંગલમાં ફેંકી દીધાં તેથી ચાંચડ કોઇને કરડવા ન પામ્યા. એથીજ તેની સાથમાંના કોઇને મરકી ન થઈ. તેમ તે સીતાપુરમાં રહ્યા ત્યાં પણ કોઇને કશું ન થયું. કેમકે એકે ચાંચડ તેમની સાથે નહોતો. તે તો જંગલમાં પેલા કપડામાં રહ્યા."

રાજાએ કહ્યું "તે ઝુપડીમાં સુતા એજ ભૂલ કરી. અરેરે! ઉંદર કેટલું જીવ લેણપ્રાણી છે! ચાંચડ કેટલા ભયંકર! પણ ઉંદર તો બધા ગામડામાં હોય છે તેનું શું થાય? તે તો દેશ આખામાં મરકી ફેલાવે!"

દાક્તરે ઉત્તર દીધો "ઉંદરોનો નાશ કરવાનું લોકોને કહેવું જોઇએ. તથા ઉંદરને કોઇ સ્થળે ખોરાક ન મળે તેવો બંદોબસ્ત લોકોએ પોતપોતાના મકાનમાં કરવો જોઇએ. કેમકે જો ઉંદરજ નહોય તો મરકી પણ ન આવે. ઉંદરો તો ખોરાક મેળવવાજ મકાનોમાં આવે છે. જ્યારે ઘરનાં સૌ માણસો ઉંઘતાં હોય ત્યારે ખુણામાંથી ને દરમાંથી તે બહાર નીકળી આવે છે ને ઘરમાં હડીયા પાટી કરી મૂકે છે. દાણાના કોથળા કાતરી ખાય છે અને ઉઘાડાં પડી રહેલા ઠામમાંથી ખાવાનું લઇ જાય છે. વળી જ્યાં જ્યાં કંઇ ખાવાનું પડયું હોય તે વીણી લઈ ખાઇ જાય છે. લોકો દાણાના કોથળા ન રાખતાં માટીની કે પતરાંની કોઠીયો રાખે તો ઉંદરને કશું ખાવાનું ન જડે. અને ઉંદરોને દૂર કરવાનો બીજો ઉપાય એ છે કે ઘેર બિલાડી પાળવી. તેથી ઉંદર ઘરમાં આવશેજ નહિં. અગર તો ઉંદરીયું રાખી ઉંદરોને પકડી દૂર કરી દેવા જોઇએ. જ્યાં ઘેર ઘેર બિલાડી પાળી હોય તેવા ગામમાં હજુ મરકી આવી સાંભળી નથી. વળી મરકીથી દૂષિત થયલા ગામમાં પણ જે ઘરમાં બિલાડી પાળેલી હોય છે ત્યાં પણ કોઇને મરકી થયલી સાંભળી નથી. ઘણા હિન્દુઓ તથા મુસલમાનો પણ બિલાડીને પવિત્ર પ્રાણી ગણે છે ને બનતા સુધી તેને મારતા નથી. ઇજીપ્ત દેશમાં તો જુના કાળમાં બિલાડીની પૂજા લોકો કરતા. ઘણા માને છે કે આનું મૂળ કારણ તે મરકી અટકાવનાર પ્રાણી છે એ હોવું જોઈએ."

રાજાજી બોલ્યા, "દાક્તર સાહેબ, હવે સમજાયું કે મરકી કેમ થાય છે ને તે કેમ અટકી શકે. ત્હમે કહ્યું તે સર્વ સૂચના હું લોકો પાસે આચારમાં મુકાવીશ. કુ. જયપાળ ત્યાંથી પાછા આવે એટલે તેને આ દેશના આરોગ્ય ખાતાનો વડો નીમીશ. તે આ રાજ્યમાં ઠેર ઠેર ફરી દરેક ગામના મુખીને સુચનાઓ આપશે અને અમારાથી બનતું બધું કરી છૂટશું ને દેશમાંથી રોગ નિર્મૂળ કરીશું."

દાક્તરે કહ્યું "ઘણું સારૂં. કેટલીક દવાઓ આવી પહોંચી છે.

આપના વૈદ્યો તથા હકીમોને બોલાવી હું ધટીત સૂચના સાથે એ દવાઓનો ઉપયોગ કરવા તેમને આપીશ. વળી આપ મુંબઇ, કલકત્તા ને લાહોરથી સારા હોંશીયાર દાક્તરો બોલાવો. તેને નોકરીમાં રોકો લોકોને તબીબી રાહત મળે તેવો આપ બંદોબસ્ત કરો. અને આપના હોંશિયાર માણસો તેમના હાથ નીચે રાખી કેળવો. આખા દેશમાં ઠેર ઠેર દવાખાનાં બંધાવો અને આ શહેરમાં એક તબીબી પાઠશાળા સ્થાપો. આ બધું ધીમે ધીમે કરજો. કેમકે તે પર ખુબ પૈસા ખર્ચવા પડશે."

રાજાજીએ ઉત્તર આપ્યો "ત્હમારી સલાહ મુજબ સર્વ કાર્ય થશે. મારી પ્રજાના આરોગ્યને હું એટલી કિંમતી વસ્તુ ગણું છું કે તે સિદ્ધ કરતાં ગમે તેટલો ખર્ચ થાય તો પણ તે ઓછોજ છે. દુઃખ દર્દ અને પીડા ભોગવતાં જીવન પુરૂં કરવું એ જીવન જ નથી."

---

## ૧૯.

## રાજા અને દરબારીઓ શીળી કઢાવે છે.

કુ. જયપાળની રાજ્યના આરોગ્યખાતાના વડા અમલદાર તરીકે નીમણુંક કરી રાજ્યના દરેક મહાલમાં ફરી લોકોને આરોગ્યના નિયમ સમજાવવા ઠર્યું. કુ. જયપાળે કહ્યું, "પણ 'અમને હુકમ કરે છે તે જાતે રાજાજી, રાજ્ય કુટુંબ અને દરબારીઓએ શીળી કઢાવ્યા ?' એવો લોકો પ્રશ્ન કરે તો અયોગ્ય લેખાય. માટે પ્રથમ આપણે સૌ શીળી કઢાવીએ અને આપણને કશી હરકત ન આવે તો આપણે પ્રજાને આ પગલે ચાલવા ઉપદેશ આપી શકીએ, અને લોકો પણ તેનો જલદીથી અમલ કરે."

રાજાજીએ કહ્યું: "સાચું. પ્રથમ આપણેજ શીળી કઢાવવાં જોઇએ. એથી આપણને પણ લાભ છે. શીળીનો રોગ કોઇને છોડતો નથી. કુ. કિસનસિંહજી એજ રોગથી બે વર્ષ પહેલાં ગુજરી ગયા છે. વળી તેમનાં પુત્રી આ રોગથી એવાં કદરૂપ બની ગયા છે કે તે કોઇને

મોઢું બતાવવા રાજી નથી. પ્રભુકૃપાથી હજુ સુધી તો આપણે તેમાંથી બચી ગયા છીએ. પણ કોઇ દહાડો આપણે પણ તેનો ભોગ બની જઇએ તો ? માટે આવતી કાલે પ્રાતઃકાળમાં આપણે સૌ તથા અમલદારો શીળી કઢાવીએ. ડૉ. મોતીરામે ગંગાપુરથી જોઇતી સર્વ દવા મોકલી છે. માટે સૌને સવારમાં નવ વાગે દરબારમાં હાજર થવાનું કહેવરાવજો. દાકતર સાહેબને તે વેળા આવવા હું રૂબરૂ કહી દઇશ."

બીજે દહાડે સવારે નવ વાગે દરબારમાં દિવાન, સેનાપતિ અને અન્ય અમલદારો, મહેતા મુત્સદ્દીઓ રાજમહેલમાં હાજર થયા. ડૉ. સીતારામ સૌ કરતાં અડધો કલાક વહેલા આવ્યા હતા ને બધી તૈયારી કરી હતી. બે મેજ તૈયાર રાખ્યાં હતાં. એક મેજ પર પાણીની કુંડી, લોટો ને સાબુ તથા ટુવાલ મુકી રાખ્યાં હતાં અને બીજા મેજ પર એક ન્હાના ચુલા–સ્ટવ પર એક તપેલીમાં ઉન્હું પાણી મૂકયું હતું. પાસેજ મદદનીશ નોકર હાથમાં રૂમાલ લઇ ઉભો હતો. એક ખુણામાં એક મજુર તેની સ્ત્રી તથા ન્હાનાં બાળક જોડે ઉભો હતો.

રાજા જયસિંહજી મહારાજ, કુમારશ્રી જસવંતસિંહજી તથા કુ. જયપાલ જોડે ત્યાં આવ્યા. સૌ સલામ કરી ઉભા રહ્યા. રાજાજીએ આવી ડૉ. સીતારામને કહ્યું "દાકતર સાહેબ અમે તૈયાર છીએ. ત્હમે તૈયાર છો ?"

"હાજી, સર્વ તૈયાર છે." એટલું કહી દાકતરે એક પેટી ઉઘાડી અને એક ન્હાનકડી કાચની શીશી તથા નસ્તર કાઢયાં.

"આ ન્હાની શીશીમાં શું છે ? આ ચેપ કયાંથી લીધો ?"

"આ ચેપ વાછરડાનો છે. તે પ્રાણીને જ્યારે શીળી કાઢે ત્યારે તેને ગૌશીતળા નીકળે છે. તેના ફોલ્લા પરથી આ ચેપ લઇ લેવામાં આવે છે. તેને 'ગ્લિસેરિન' નામની પ્રવાહી દવામાં મેળવે છે. જેથી ચેપમાં અન્ય કોઇ જંતુ હોય તો નાશ પામે છે. નિરોગી

વાછરડાને જ આ ચેપથી શીતળા કાઢવામાં આવે છે અને 'ગ્લિસેરિન' જોડે મેળવેલા આવા ચેપની સેંકડો શીશીઓ ભરી તૈયાર રાખે છે. જ્યારે કોઇ માણસને શીળી કાઢે ત્યારે આ નસ્તર વડે ચરકો કરી ત્યાં આ ચેપ ઘસવામાં આવે છે તેથી એક બે દહાડે તેની ચામડી પર ફોલ્લો થાય છે. આખા શરીર પર નથી થતા. પણ ચરકો કરી ચેપ લગાડયો હોય ત્યાંજ ફોલ્લો ઉઠે છે અને પછીથી તે માણસને શીળી નીકળતાં નથી."

રાજાજીએ પેલા મજુર ને તેની સ્ત્રી તથા બાળક જોડે જોઇ પૂછ્યું "ત્હમે અહીં કેમ આવ્યા છો?"

માળીએ ઉત્તર દીધો "દાકતર સાહેબે આજે સવારે વહેલા બાગમાં મ્હને જોયો ત્યારે કહ્યું 'ત્હારા બાળકને લઇ આજે તું દરબારમાં આવજે. કેમકે બાળકને શીળી કાઢવાના છે. છોકરું રડે નહિં માટે તારી સ્ત્રી તેને ભલે તેડી લાવે. બાળકને શીળી કઢાવીશ તો તેને કદી શીતળાનો રોગ થશે નહિં.' પ્રથમ તો મ્હારી સ્ત્રીને બ્હીક લાગી પણ મ્હેં સમજાવ્યું કે રાજાજી સુદ્ધાં બધા અમલદારોને પણ શીળી કાઢવાના છે ને દાકતર બહુ દયાળુ, ભલા ને હોંશિયાર છે ત્યારે તેને હિંમત આવી ને મ્હારી સાથે આવી છે."

કુ. જયપાળે કહ્યું: "સાબાશ, બાગવાન, સાબાશ, ત્હમને બ્હીવાનું કંઇ કારણ નથી. અમે સૌ શીળી કઢાવનાર છીએ. ત્હમે પ્રથમજ શીળી કઢાવવા આવ્યા માટે લો આ પાંચ રૂપિયા ઇનામ આપું છું," એટલું કહી કુ. જયપાળે તે બાઇના હાથમાં પાંચ રૂપિયા મૂક્યા.

દાકતરે કહ્યું: "રાજાજી સાહેબ! પ્રથમ શીળી કેમ કાઢે છે તે સર્વ આપ જુઓ," એમ કહી નસ્તર કાઢી પેલી ઉકળતા પાણીની તપેલીમાં તે નાંખ્યું કે જેથી તેના પર જંતુઓ ચ્હોંટેલાં હોય તે નાશ પામે. પછી પોતે સાબુથી હાથ ધોઇ ટુવાલ વડે લુંછી પેલું નસ્તર બહાર કાઢી તૈયાર રાખ્યું. એટલામાં પેલા મદદનીશે બાળકનો એક હાથ લઇ જંતુનાશક કારબોલીક સાબુ તથા પાણીથી સંભા-

ળથી ધોઇ નાંખ્યો ને તે સ્વચ્છ કપડાથી લુછી સાફ કર્યો. પછી દાકતરે તે હાથ પર નસ્તર વડે ત્રણ સ્થળે જરા જરા ચરકા કર્યા અને દરેક ચરકાના સ્થાને ચેપનું ઝીણું ટીપું મુક્યું. પછી દાકતરે કહ્યું "આનું નામ વેક્સીનેશન–શીળી કઢાવવાં તે. તમે જોયું કે આમાં ચામડીમાંથી થોડુંક લોહી નિકળે છે. બાળકને મુદ્દલ પીડા પણ નથી થઇ જેથી તે રડ્યું પણ નથી."

"પણ ત્રણ છેદ શા માટે કર્યા, દાકતર સાહેબ?"

"એક છેદથી પણ ચાલે પણ એક સ્થળે ચેપ અસર ન કરે તો બીજે સ્થળે તો કરેજ એટલા માટે." એમ કહી તે બાળકની માને સૂચના આપી "જ્યાં શીળી કાઢયાં છે ત્યાં બાળક ખંજવાળે નહિં તેનું ધ્યાન રાખજો. તેના પર હું રૂનો પોલ મુકું છું. ત્રણ દહાડામાં તે સ્થળે ન્હાના રાતા ફોલ્લા ઉપસી આવશે. સાતમે કે આઠમે દિવસે તો તે બહુ મ્હોટા થશે ને તેમાં આના જેવી રસી ભરાશે. ત્યાં તેને ખૂબ ખંજવાળ આવશે ને આસપાસની બધી ચામડી રાતીચોળ થઇ જશે. પણ બ્હીશો મા. કશી ઇજા નહિં થાય. તે ખંજવાળે નહિં એટલી સંભાળ રાખજો. બે ત્રણ દહાડા બાદ તે ફોલ્લા સૂકાઈ જશે. તે સૂકાયા પછી તેના પરની જાડી ચામડી ઉખડી જશે એટલે ત્યાં ચાઠું રહેશે, જે આખી જીંદગી ભુંસાશે નહિં. પણ તેથી બાળકને પછી શીતળા થવાનો સંભવ રહેતો નથી. બાળક દસ વર્ષનું થાય ત્યારે ફરીથી શીતળા કઢાવે તો શીતળા થવાનો એથી પણ ઓછો સંભવ છે. મ્હેં પણ મહિનાની ઉમ્મરે, નવ વર્ષની વયે તથા એકવીસમે વર્ષે એમ ત્રણ વાર શીળી કઢાવ્યાં છે. પણ પહેલી વખતજ ચેપ એવો સારો મુકેલ કે પછી શીળી કાઢયાં છતાં તેની કંઇ અસરજ થઇ નથી. જો બીજી વખતે તથા ત્રીજી વખતે શીળી કાઢે ને ફોલ્લા ઉપસી આવે તો એમ માનવાનું કે એ અગાઉ શીળી બરાબર કાઢેલાં નહિં હોય. આપ સૌ તો એકવીસ વર્ષથી મોટા છો. માટે આપને હવે

ફરીથી કદી શીળી કઢાવવાં પડશે નહિં. ઠીક ત્યારે આપ સૌ તૈયાર થઇ જાઓ."

રાજાજીએ કહ્યું "અમે સૌ તૈયારજ છીએ. કેમ સૌ અમલદારો ને મહેતા મુત્સદ્દીઓ તૈયાર છોને?" સૌ તૈયાર હતા. માત્ર દરબારી જ્યોતિષી પંડિત જ્યોતિષરામજી વૃદ્ધ અને બ્હીકણ હતા. તે બ્હીકથી ધ્રુજવા લાગ્યા ને બોલ્યા "હું માંદો છું. આપ મ્હને ઘેર જવા રજા આપો. આજનો દિવસ શુભ નથી. હું ગૃહ જોઇ સારા મૂહૂર્ત વખતે શીળી કઢાવીશ."

બધા હસવા લાગ્યા એટલે રાજાજીએ કહ્યું "નહિં, નહિં. જ્યોતિષરામજી એમ ત્હમને જવા ન દેવાય. સૌથી પહેલા ત્હમારા રાજા શીળી કઢાવે છે પછી ત્હમને શું હરકત છે?"

દાકતરે કહ્યું "આપ પંડિતજીને જવા દો. આપ સૌ શીળી કઢાવો અને પછી જ્યારે કોઇને કશી હરકત થઇ નથી એવું જોશે ત્યારે પંડિતજી સારો દિવસ નક્કી કરી જરૂર શીળી કઢાવશે."

રાજાએ કહ્યું "ભલે પધારો" એટલે પંડિતજી સલામો ભરી ત્યાંથી જલદીથી પલાયન કરી ગયા. દાકતરે સૌને બરાબર વિધિપૂર્વક શીળી કાઢયાં. એ કામ પુરૂં થયું. પછી દાકતર બોલ્યા "આ રાજ્યના રાજાજીએ પ્રથમ દાખલો બેસાડયો એટલે રૈયત ઘણી ખુશીથી શીળી કઢાવશે. જમના દેશના દરેક માનવીને શીળી કાઢી લેતાં વખત લાગશે પણ કુ. જયપાળ આરોગ્ય ખાતાના વડા છે, તેઓ આ દેશના વીસ હોંશીયાર યુવકોને શીળી દાકતર તરીકે નીમે તેમને હું આ સર્વ એકાદ બે અઠવાડિયામાં શીખવી દઇશ. તે દરેક બીજા વીસ વીસ ચાલાક બુદ્ધિશાળી યુવકોને તૈયાર કરે અને એ સૌ રાજ્યના દરેક ગામમાં વહેંચાઈ જઈ શીળી કાઢવા માંડે તો રૈયત વર્ગને ઝપાટાબંધ શીળી નીકળી જાય. દવાખાનામાં નસ્તર તૈયાર રાખે તથા સારાં તંદુરસ્ત વાછરડાં રાખી તેનો ચેપ લઇ તેની શીશીઓ ગ્લિસેરિન સાથે મેળવી ભરી રાખે તો આ બધું કામ સરળતાથી જલદી થઈ શકશે."

કુ. જયપાળે કહ્યું "એ બધું આવતી કાલથીજ અમલમાં આવશે. હું આજેજ દરેક શહેરની સુધરાઇના પ્રમુખને તથા ગામડાઓના મુખીઓને કાગળ લખું છું કે રાજાજી, રાજ્ય કુટુંબ, અમલદારો ને મહેતા મુત્સદ્દીઓએ સૌએ શીળી કઢાવ્યા છે. તેમાં શીળી કઢાવવા એટલે શું તથા તેનાથી શું ફાયદા છે તે સર્વ પત્રિકામાં જણાવશું. જે શીળી દાકતરો તેમને ત્યાં જાય તે દરેકને જોઇતી સર્વ સગવડ તથા કામનો બંદોબસ્ત કરી આપવા માટે પણ ભલામણ લખું છું. શીળી કઢાવવા તે ફરજ્યાત છે એવું પણ તેમાં જણાવીશું."

દાકતરે કહ્યું "એટલું કરશો તો એક વર્ષ દિવસમાં ગંગાદેશની માફક અહીં પણ શીળીનો રોગ નિર્મૂળ થઇ શકશે."

## ૨૦.

## ક્ષયરોગ.

બીજે દહાડે ડૉ. સીતારામ હમેશની માફક કચેરીમાં આવ્યા ત્યારે ત્યાં સૌ દાક્તરની રાહ જોઇ બેઠા હોય તેવું લાગ્યું. દાક્તર કુરનસ કરી બેઠા. પછી કુ. જયપાળે કહ્યું "દાક્તર સાહેબ, આપણા મુખ્ય મંત્રીજી મૂલરાજસિંહજી આપની સલાહ લેવા ઇચ્છે છે. તેમનો પુત્ર માંદો છે, તે વિષયમાં તે વાત કરવા ઇચ્છે છે." દાક્તરે તે બાળકનું શરીર તપાસવા માગ્યું. એટલે તે છોકરો આગળ આવ્યો. તે પંદર વર્ષનો હતો. દેખાવડો તથા ચાલાક હતો પણ મોઢું ફીકું પીળુ થઇ ગયું હતું અને ઘડી ઘડી ઉધરસ ખાતો હતો. શરીર સાવ લેવાઇ ગયું હતું. દાક્તરે તેની નાડ તપાસી કહ્યું "છોકરાને સખત તાવ છે, તેને આરામ લેવા દો. શાન્તિથી ગાડીમાં ઘેર લઇ જાઓ. હું આજે સાંજે આપને ત્યાં આવીશ ને ફરીથી તપાસીશ. અત્યારે નોકર જોડે તેને ઘેર ગાડીમાં મોકલો." એટલે મંત્રીએ પોતાના નોકર જોડે પુત્રને ગાડીમાં ઘેર મોકલ્યો. તેના

ગયા પછી દાક્તરે મંત્રીને પૂછ્યુ "આપનો પુત્ર કેટલા સમયથી માંદો છે? આપના કુટુંબમાં આની જેમ કોઇ માંદુ રહેતું હતું?"

મંત્રીએ કહ્યું "એક વર્ષ પહેલાં તો આ બાળક તંદુરસ્ત હતો. આજ વર્ષ દહાડાથી આ ઝીણો તાવ શરૂ થયો અને ઉધરસ ખુબ આવે છે. ખાય પીયે છે પણ થોડું. તેને ભુખજ લાગતી નથી. દહાડે દહાડે તેનું શરીર લેવાતું જાય છે. અમારે ત્યાં તો આની માફક હાલ કોઇ માંદુ રહેતું નથી. માત્ર તેનો એક મોટો ભાઇ હતો તે આની માફક માંદો રહેતો. પણ તેતો આજ વર્ષ દિવસથી ગુજરી ગયો છે. તે પણ સોળ વર્ષનો જુવાન ગુજરી ગયો હતો. હવે અમારે આ એકજ ફરજંદ છે. પ્રભુ એને સો વર્ષનો કરે પણ અમ્હારા અંતરમાં તો બ્હીક પેસી ગઇ છે. દાક્તર સાહેબ, આને જલદીથી આરામ કરી આપો તો ત્હમારા જન્મભર દાસ થઇને રહીએ."

દાક્તરે ઉત્તર દીધો, "મંત્રીજી, હિંમત રાખો. પ્રભુ ઇચ્છા હશે તો તેને જરૂર આરામ થઇ જશે પણ તેનો મ્હોટો ભાઈ તથા આ બન્ને સાથેજ રહેતા? આ પુત્ર કેવા ઓરડામાં સુએ છે? તે વખત કેમ ગાળે છે?"

મંત્રીજીએ ઉત્તર દીધો "બન્ને પુત્ર સાથે રહેતા. એકજ પલંગમાં સુઇ રહેતા. એકજ ઓરડીમાં પાસે પાસે બેસી અભ્યાસ કરતા. સાથેજ નિશાળે જતા. ટુંકમાં એક બીજાથી વિખુટાજ પળવારે ન પડતા. વાંચવાનો બન્નેને પૂર્ણ શોખ હતો. તેથી રમત ગમતમાં તો ભળતાજ નહિં. અભ્યાસ કરવાનો હોય ત્યારેજ તેમને આનન્દ થતો. જ્યારે મ્હોટો પુત્ર ખૂબ માંદો પડયો ત્યારે ન્હાનો તેને છોડીને ક્યાંઇ જતો નહિ. તેની પાસેને પાસેજ રહેતો. મોટો પુત્ર ગુજરી ગયો તે પછી આ બાળકની તો અમે બહુ સંભાળ રાખવા માંડી, ખુલ્લી હવામાં તેને રહેવા દેતાજ નહિં. ૭ મહીનાથી તો તેને અમે નિશાળે મોકલ્યો નથી. પણ તેની ન્હાની ઓરડીમાં તે વાંચતો બેસી રહે છે. તે થાકી જાય અને માંદો પડે એ ભયથી તેને ફરવા

પણ જવા દેતાં નથી. તેને ઠંડી હવા લાગી જાય ને શરદી થઇ આવે એ બ્હીકથી તેના ઓરડાના બારી બારણાં બંધ રાખીએ છીએ. એટલુંજ નહિં પણ જ્યારે તે એક ઓરડો છોડી બીજા ઓરડામાં અમે બેઠા હોઇએ ત્યાં આવે છે ત્યારે તેના પણ બારી બારણાં બંધ કરાવીએ છીએ. ઠંડી હવા શ્વાસ વાટે પણ તેના શરીરમાં પેસી રોગ ઉત્પન્ન ન કરે એ ભયથી તો રાત્રે તેની ઓરડીના બારીબારણાં બરાબર બંધ કરીએ છીએ. અને ઉંઘે ત્યારે મોંઢા પર ઓઢાડી દઇએ છીએ. જો તડકામાં ફરે તો તાવ આવે એ બ્હીકથી સૂર્યનો તડકો તો તેને દેખવાજ દેતા નથી. દિવસના ભાગમાં તેની ઓરડીમાં અંધારૂ રહેવા દઇએ છીએ જેથી તે બને તેટલું ઉંઘે. કેમકે ઉંઘે છે ત્યારે ઉધરસ ઓછી આવે છે!"

કુ. જયપાળે પૂછ્યું, "આ છોકરાને જે રોગ થયો છે તેનું નામ શું? દાક્તર સાહેબ! ત્હમે કહ્યું કે તેને તાવ છે. શું તે તાવ મચ્છરના દંશથી મેલેરીઆ તાવ છે કે કોઇ અન્ય પ્રકારનો?"

દાક્તરે ઉત્તર દીધો, "એ છોકરાને ક્ષય રોગ છે. એ રોગમાં તાવ આવે જ છે. આ રોગ પણ એક પ્રકારનાં જંતુથી પેદા થાય છે. પણ મેલેરીઆની માફક આ તાવનાં જંતુ મચ્છર નથી લાવતા. ક્ષય એટલે ઘસારો લાગવો. ત્હમે જોયું કે એ છોકરાનું શરીર સાવ ઘસાઇ ગયું છે—લેવાઇ ગયું છે. આ રોગ ફેફસાનો રોગ છે. દાક્તરો તેને 'ટયુબર-કયુલોસિસ' કહે છે. જેનું ટુકું નામ 'ટીબી' પણ કહે છે. આમાં ફેફસાં પર ગોળ ફોલ્લીઓ જેવાં ટપકાં થાય છે. જ્યારે કોઇના ફેફસામાં ક્ષયનું જંતુ પેસે ત્યારે તે ત્યાં મ્હોટું થઇ વૃદ્ધિ પામે છે. એક બે કલાકમાં હજારો મોઢે જંતુઓ ત્યાં ઉત્પન્ન થઇ જાય છે અને ફેફસાં પર ગંધાતા બીના રોટલાના ટુકડાની જેવાં ન્હાનાં ન્હાનાં થીગડાં માર્યાં હોય તેવું દેખાય છે, તે ફેફસાં ખાઇ જાય છે અને છેવટે તેમાં ઝીણાં કાણાં પડે છે. ક્ષયવાળો માણસ ખોં ખોં કરીને ગળફો કાઢે છે ત્યારે એ સડતાં ફેફસાંનો

પદાર્થ બહાર કાઢી નાંખવા પ્રયત્ન કરે છે. તે જ્યારે ગળફો કાઢે છે ત્યારે તેમાં ઘણાં જંતુઓ બહાર નીકળે છે ને તે ગળફો સુકાઇ જાય ત્યારે પવનને લીધે તેમાંના જંતુઓ ઉડે છે અને જે લોકો ત્યાં હોય તેમના શ્વાસમાં આવી અંદર જાય છે અને તેમને પણ ક્ષય લાગુ પડે છે. આપના મ્હોટા પુત્રને પણ ક્ષયજ હોવો જોઇએ. જે તેને નિશાળમાંથી કોઈ એવા બીજા ક્ષયના દર્દવાળા વિદ્યાર્થી પાસેથી લાગુ પડયો હોવો જોઇએ. અને આ બાળકને આપના મ્હોટા પુત્રને લઈ તે લાગુ પડયો છે. જેને ક્ષય થયો હોય તેણે ઘરમાં ભોંય પર કે શેરીમાં રસ્તા પર ગળફા કદી થુંકી કાઢવા નહિ, તેમ આવા દર્દીની જોડે એક પથારીએ કે એકજ બંધ ઓરડામાં સૂવું નહિ. અમારા ગંગા દેશના દવાખાનામાં ક્ષયના દર્દીઓની અમે બહુ કાળજી રાખીએ છીએ. તેમને થુંકવા થુંકદાની આપીએ છીએ; જેને અગ્નિમાં નાંખી જંતુઓ બાળી દઇએ છીએ. જો ઘેર થુંકદાની ન મળે તો ચીંથરાનો ટુકડો આપવો, જેમાં તે થુંકયા પછી તે બાળી દેવો.

"ડૉ. કોકે કૉલેરાના જંતુની શોધ કરી છે. એજ માણસે ક્ષયના જંતુની પણ શોધ કરી છે. તેનું સૂક્ષ્મદર્શક યંત્રવડે મૂળ કદ કરતાં ૧૦૦૦ ગણું મ્હોટું કદ આ ચિત્રમાં આપવામાં આવ્યું છે. તે ન્હાની લાકડીના ટુકડા જેવા દેખાય છે, તે એટલા ઝીણાં હોય છે કે તે નરી આંખે દેખાતા પણ નથી, જેથી હવામાં ઉડતાં આપણે જોઇ શકતાં નથી. પણ તે ફેફસામાં પેઠા પછી એવા ઝપાટાબંધ વધી જાય છે કે ચોવીસ કલાકમાં તો તે લાખો કરોડો થઇ જાય છે. આ જંતુઓ ફેફસાંપરજ વૃદ્ધિ પામે તેમ ખાસ નિયમ નથી. પણ તે ચામડીપર, કંઠપર, મગજમાં કે હાડકાંપર પણ જામે છે અને તે વેળા આપણે ફેફસાનો ક્ષય, ચામડીનો ક્ષય, કંઠમાળ, મગજનો ક્ષય કે હાડકાનો ક્ષય એવાં નામ આપીએ છીએ. આ રોગ કેટલીક-વાર ઢોરમાં પણ થાય છે. આવા રોગવાળી ગાયનું દુધ પીવાથી પણ

તે જંતુઓ શરીરમાં પેસી આ રોગ ઉત્પન્ન કરે છે. પણ જો દુધ ઉકાળીને પીધું હોય તો કશી હરકત નથી આવતી."

"જો કોઈ મજબુત નિરોગી માણુસ હોય, આરોગ્યના નિયમ બરાબર પાળતો હોય, ખુલ્લી હવામાં કામ કરતો હોય ને નિયમિત કસરત કરતો હોય અને તેવા માણુસના શ્વાસમાં આ જંતુઓ પેસી જાય તો તેને કશી હરકત તેઓ કરી શકતાં નથી. કેમકે ત્યાં વૃદ્ધિજ પામી શકતાં નથી. જેઓ ઘીચ વસ્તીમાં, મેલી ગંધાતી ગલીમાં, અંધારી કોટડીમાં, સૂર્યનો પ્રકાશ કે તાજી હવા ન મળે તેવા સ્થળમાં રહેનાર હોય ને કસરત નજ કરતા હોય તેવા માણુસના શરીરમાં આ જંતુઓ જલદીથી વૃદ્ધિ પામે છે અને તેને ક્ષય એકદમ લાગુ પડે છે."

કુ. જયપાળે પૂછ્યું: "શું ક્ષયનો કોઇ ઇલાજ નથી? તે અટકાવી શકાય ખરો?"

દાક્તરે ઉત્તર દીધો: "જરૂર છેજ. પણ ઈલાજ કરવા કરતાં પહેલેથીજ તેને અટકાવવો તે વધુ સારૂં છે. આ જંતુઓ ફેફસાંને ઈજા કરે તે અગાઉ વખતસર તેનો ઇલાજ કરવો બહેતર છે. જંતુઓ અંદર ન પેસે તોજ તે અટકાવી શકાય. અને જંતુઓ અંદર પેસી ગયાં હોય તો તેનો નાશ કરવો જોઇએ. આ જંતુઓ ઉકાળવાથી કે બાળવાથી નાશ પામે છે પણ માણુસના ફેફસામાં કંઇ ઉકળતું પાણી કે બળતું લાકડું લઇ જવાતું નથી પણ હવામાં રહેલો પ્રાણુ વાયુ-ઓકસીજન જ્યારે ફેફસામાં જાય છે ત્યારે ત્યાં સઘળો કચરો બાળી નાંખે છે, જે કચરો શ્વાસ વાટે આપણે બહાર કાઢીએ છીએ તે ગંદી ઝેરી ખરાબ હવા છે. આપણે જે હવા અંદર લઇએ છીએ તે સ્વચ્છ તાજી હોવી જોઇએ. તાજી હવાની અંદરનો પ્રાણુ વાયુ પુરેપુરો ફેફસામાં જાય તો પેલાં ક્ષયનાં જંતુઓનો નાશ થાય છે. માટે જેમ વધુ તાજી ખુલ્લી હવા લઇએ તેમ વધુ તંદુરસ્ત બનીએ. તાજી સ્વચ્છ હવા બહાર ખુલ્લા મેદાનમાં કે જંગલમાં

મળે. બારી બારણાં વિનાના ઘરમાં, ગીચ વસ્તીમાં, અંધારી સાંકડી શેરીઓમાં હવા ચોકખી નજ હોય. દરેક પ્રકારના મંદવાડથી ત્યાં હવા વધુ ને વધુ ખરાબ થતી જાય છે.

"મંત્રીજી આપના પુત્રને બારી બારણા વગરના ઓરડામાં પુરી રાખવાથી રોગ થતો બચાવો છો એમ આપે માન્યું પણ એ તો આપ રોગને અંદર પેસાડો છો તે હવે સમજ્યા હશો. તેને તાજી ખુલ્લી સ્વચ્છ હવાની જરૂર છે. માટે બારી બારણાં ખુલ્લાં રાખવાં જોઇએ. મોઢા ઉપર કપડું ઓઢાડી સૂવાડી રાખવાથી ઉલટી ખરાબ ઝેરી હવા તેને મળે છે. આપના મ્હોટા પુત્રની જોડે એકજ ઓરડીમાં એકજ પથારીમાં આ છોકરાને સૂવા દીધો તે પણ ભારે ભૂલ કરી. મ્હોટો જે શ્વાસ બહાર કાઢે તેજ હવા ન્હાનાને મળે. એ રીતે આપના આ ન્હાના પુત્રને ક્ષય રોગ લાગુ પડયો છે.

"ગામડામાં રહેનાર મહેનતુ ખેડુ લોકો જે આખો દહાડો સીમમાં ખુલ્લી હવામાં કામ કરનારા છે તેને ક્ષય રોગ ભાગ્યેજ લાગુ પડે છે. મ્હોટાં શહેરોમાં સૂર્યનો પ્રકાશ તથા તાજી હવા વગરની અંધારી સાંકડી શેરીઓમાં કામ કરનાર માણસોને આ રોગ વારંવાર લાગુ પડે છે. ખુલ્લી ચોકખી તાજી હવા, સૂર્યનો પ્રકાશ તમા સ્વચ્છતા સર્વ જંતુઓનો નાશ કરે છે. અંધારૂ, ભેજ તથા કચરામાં આ જંતુઓ વૃદ્ધિ પામે છે. આ વાતની સાબીતી અર્થે એક અમેરિકન દાક્તરે અમુક સસલાંને ક્ષયરોગનાં જંતુની પિચકારી આપી. તેમાંના અર્ધા ભાગનાં સસલાંને હવા પ્રકાશ વગરના અંધારા પાંજરામાં ગોંધી રાખ્યાં જ્યાં તેઓ ક્ષયથી મૃત્યુ પામ્યા. બાકીના અર્ધા ભાગના સસલાંને ખુલ્લી સ્વચ્છ હવામાં અને સૂર્યના પ્રકાશમાં રહેવા દીધાં તો ત્યાં તે કોઇને ક્ષય જ લાગુ ન પડયો અને બધા સાજા સારા બની ગયા.

"ગંગા દેશમાં ક્ષયના દવાખાના પાસે ઝાડનાં ઝુંડવાળાં મ્હોટાં ખેતરો રાખ્યાં છે. આ રોગના દર્દીઓ વર્ષાદ ન હોય ત્યારે

ઝાડ તળે ખુલ્લી હવામાં સુઇ રહે છે ને વર્ષાદ હોય ત્યારે બાંધેલા ઝુંપડામાં ચાલ્યા જાય છે. હું વિલાયતમાં અભ્યાસ કરતો ત્યારે ત્યાં પણ વાડીમાં લાકડાનું ન્હાનું ઝુંપડુ જોતો, જેમાં ક્ષયનો દર્દી સાંજે થાય ત્યાં લગી રહેતો. જે બાજુથી વાછંટ આવે તે તરફથી બારીઓ એ વેળા બંધ રાખતા. તેના અન્ય કુટુંબીઓ ઘરમાં રહેતા. ક્ષયના દર્દીને આમ રાખવાનું કારણ માત્ર એટલું જ કે દર્દીને ખુલ્લી હવા મળે ને કોઈ કુટુંબી તેના ચેપનો ભોગ ન બને."

આ વાત પુરી થઇ રહી એટલે રાજાજીએ કહ્યું "જયપાળ, ત્હમે આરોગ્ય ખાતાના અધિકારી છો. માટે આ સર્વ વાત લક્ષમાં રાખી લેજો અને જલદીથી ક્ષયના દર્દીના દવાખાનામાં આવી સગવડતા કરી આપજો. આમાં કિંમતી દવા કરતાં પ્રભુએ છુટે હાથે આપેલ હવા તથા પ્રકાશનો જ ઉપયોગ કરવાનો છે."

દાક્તરે કહ્યું "આપના દરેક શહેર તથા ગામડાના રસ્તા તથા શેરીઓ પણ પહોળા કરાવવાની ખાસ આ કારણસર જરૂર છે. ગામનાં ફેફસાં તે આ રસ્તા ને શેરીઓ કહેવાય. માટે તે પહોળા હોવા જોઇએ; એથી સૂર્યનો પ્રકાશ તથા અમૂલ્ય ચોકખી તાજી હવા લોકોને મળે. દરેક ઘરને પણ મ્હોટાં બારી બારણાં રખાવવાં જોઇએ કે જેથી ઘરમાં પણ સ્વચ્છ હવા પ્રવેશી શકે અને ખરાબ જંતુઓનો નાશ થાય. શેરીઓ તથા સર્વ રસ્તા ને ઘરનાં આંગણાં ઈત્યાંદિ વળાવી ચોળાવી ચોકખાં રખાવવાં કે જેથી ત્યાંની હવા બગડેજ નહિ. શેરીઓ ચોકખી હોય, ઘર સ્વચ્છ હોય અને લોકો સ્વચ્છતાના નિયમ પાળે તો કદી આપને ત્યાં ક્ષય રોગના દર્શન જ નહિં થવા પામે! પ્રકાશને પ્રવેશવા દો, તડકો ભલે ઘરમાં ખૂબ આવે અને તાજી ખુલ્લી હવાને દાખલ કર્યાજ કરો અને આપણે ત્યાં રોગનું નામ નિશાન રહેવા સંભવ નથી.

"મંત્રીજી, આપના પુત્રને તાજી હવાની, સારા પુષ્ટિકારક પાચન થાય તેવા ખોરાકની તથા ખુલ્લા ફળીમાં થોડી કસરતની

જરૂર છે. જો આપની વાડીમાં તેને એક છાપરૂં બંધાવી દ્યો તો ઉત્તમ છે. જો રાજાજી સાહેબ આજ્ઞા આપે તો હું આપની જોડે આવી તેનું શરીર તપાસી જાઉં."

રાજાજીએ કહ્યું "જરૂર, દાક્તર સાહેબ ! આપ જાઓ ને તે છોકરાને બરાબર તપાસો અને તેને જલદીથી તંદુરસ્ત બનાવી દ્યો."

આ પછી દાક્તર તથા મંત્રી મૂળરાજસિંહ સલામ કરી દરબારમાંથી ઘેર ગયા.

---

## ૨૧.

## ડૉ. સીતારામનું જમનાદેશમાં પ્રયાણ.

આ પ્રમાણે દરરોજ ડૉ. સીતારામ દરબારમાં હાજર થતા. ત્યાં આરોગ્યના વિવિધ વિષય પર અમલદારો જોડે ચર્ચા થતી. કુ. જયપાળ હંમેશ ત્યાં હાજર રહેતા. ગંગાદેશમાં મેલેરિયા તાવ, મરકી, કૉલેરા, શીતળા અને ક્ષય જેવા રોગોને નિર્મૂળ કરવા કેવા કેવા ઉપાય યોજેલા ને શી શી વ્યવસ્થા કરી હતી તેનું વર્ણન ડૉ. સીતારામે બહુ સરસ આપ્યું. ખુદ રાજાજીની જોડે રાજ્યના ગામડામાં ફરી શું શું કરવાની અગત્ય છે તે સર્વ તેણે બતાવ્યું. પછી એક દહાડો રાજાજીને કહ્યું "પ્રાથમિક શાળાઓમાં બાળકો સમજી શકે તેવી રીતે આરોગ્યના પાઠવાળું એક ન્હાનું આરોગ્ય પુસ્તક જો લખાય ને તે બાળકોને નિશાળમાં શીખવાનું હોય તો ન્હાનપણથીજ પ્રજાને તેની અગત્યતા સમજાય. આપના રાજ્યમાં ઘણી નિશાળો છે જ્યાં બાળકોને વાંચન લેખન અને ગણિત શીખવાય છે. ઇતિહાસ ભૂગોળની પણ ચોપડીઓ છે. પણ આરોગ્યનું પાઠય પુસ્તક નથી. અમ્હારા ગંગાદેશમાં આવાં પાઠય પુસ્તકો છે, જે વાંચી બાળકો સહેલથી સમજી શકે છે. માટે આપ પણ તે જાતનાં પુસ્તકો તૈયાર કરાવો તો બહુ સારૂં થાય. બાળકોને આ ઉમ્મરથી તેનું જ્ઞાન મળે અને એ વિષે તેમના માતાપિતાને પણ કહે."

દાક્તરે વળી કહ્યું "આ જમના દેશમાં ડુંગરીયાળ પ્રદેશ તથા જંગલો પણ છે. છતાં જે ઝાડની છાલમાંથી કોયદાન બનાવવામાં આવે છે તે સીન્કોના અહીં કોઇ રોપતું નથી. એ ઝાડ ડુંગરીયાળ પ્રદેશમાં સારાં થાય છે. મેં તેના બીયાં ગંગાપુરથી મંગાવ્યાં હતા તે આવી પહોંચ્યા છે; માટે જો આપ તે રોપાવી એ ઝાડ ઉછેરો તો આપની રૈયત માટે પુષ્કળ કોયદાન સાવ મફત મળે. આ ઝાડ રોપાવતાં તો વખત જ ન લગાડો. જો મેલેરિયા નિર્મૂળ કરવો હોય તો આપને ત્યાં પુષ્કળ કોયદાન જોઇએ. અમ્હારે ત્યાંથી અમે થોડું હાલ આપને આપી શકીશું પણ તે મ્હોટા જથામાં આપને ત્યાં તૈયાર કરાવવાની વ્યવસ્થા પ્રથમથી જ થવી જોઇએ. અન્ય અમ્હારે ત્યાં તૈયાર થતી દવાનો થોડો ભાગ પણ અમ્હારે ત્યાંથી આપી શકાય તેમ હતો તે કુ. જયપાળ લેતા આવ્યા છે પણ આપના પોતાના દેશ આખા સારૂ જોઇતી દવા અહીંજ તૈયાર કરાવાય તો પરદેશમાં પૈસા વેડફાઇ ન જાય અને એ ઉદ્યમ અહીં ચાલતાં લોકોને કામ ધંધો મળે.

"વળી લોકોને નિરોગી થવું હોય તો સ્વચ્છ બનવું પડશે. ઘર, શેરીઓ ને ગામ સ્વચ્છ રાખવાં જ પડશે. શરીર પર તેમજ કપડાં પર મેલ રહેવા નજ દેવો જોઇએ. આપણા ગામ બહારના પાણીના કુંડમાં પાણી ભર્યું છે, જેનો લોકો છૂટથી ઉપયોગ કરે છે. ત્યાંના પાણીના બે ટીપામાં કેટલાં જંતુઓ છે તેનું સૂક્ષ્મદર્શક યંત્ર વડે જોતાં આવેલું ચિત્ર આ રહ્યું. આમાં દરેક પ્રકારના જંતુઓ છે. આ જ પાણી અહીંના લોક પીએ છે. દરેક ગામમાં સારો કૂવો ઉંચા ઓટલાવાળો તથા કઠેરાવાળો બંધાવી આપવો જોઇએ. આવું ગંદુ પાણી કોઇએ ન પીવું ને તેથી થતાં નુકશાન સમજાવનારી પત્રિકાઓ કાઢવી જોઇએ."

આ મુજબ ડૉ. સીતારામ જમના દેશમાં ત્રણ મહીના રહ્યા. પછી રાજાજીને કહ્યું: "હવે મ્હારૂં કામ ખતમ થયું છે. કોલેરા,

મરકી, મેલેરિયા, શીતળા ને ક્ષયના સામાન્ય રોગો અહીં છે. તેમાંથી લોકોને કેમ ઉગારી લેવાં તે સંબંધે સર્વ હકીકત મ્હેં આપને કહી છે. આ સર્વ રોગથી આપની પ્રજાનો મ્હોટો ભાગ પીડાય છે. માટે આશા છે કે આપ મ્હારી આ સૂચના પર ધ્યાન આપી અમલ કરાવશો. મ્હારી રજા પુરી થઈ રહી છે માટે મ્હારે સ્વદેશ પાછા જવું જોઇએ. મ્હેં તૈયારી પણ કરી રાખી છે. માટે આપ રજા આપો તો હું કાલે ઉપડું. હું આપની આજ્ઞાની જ રાહ જોઉં છું.”

રાજાજી આ સાંભળી દીલગીર થયા. તેને આશા હતી કે હજુ વધુ દાક્તર ત્યાં રોકાશે. પણ દાક્તરની ઇચ્છા વિરૂદ્ધ તેને રોકી રાખવાની મરજી નહોતી. તેથી રાજાજીએ કહ્યું: “દાક્તર સાહેબ, આપે જે જે સલાહ આપી તે માટે અમે સૌ આપના આભારી છીએ. આપની બધી સૂચનાઓ સંભાળથી નોંધી લેવામાં આવી છે. હું સમજું છું કે ત્હમને અહીં ત્હમારા દેશથી દૂર તથા ત્હમારા માલિકથી વિખુટા પાડી રોકી રાખવા તે ઠીક નથી. પણ હું ત્હમારૂં એક વચન માગી લઉં છું. આજથી સાત વર્ષ પછી ફરીથી પાછા ત્હમે અહીં આવી થોડો કાળ જરૂર રહો એમ ઇચ્છું છું. તે વખતે ત્હમારી સૂચનાનો કેટલો અમલ થયો છે તે જોવા મળશે અને અમ્હને પણ ઘણુંક જાણવાનું મળશે.”

દાક્તરે જવાબ આપ્યો: “જરૂર. જો હું જીવતો હઇશ અને મ્હારા રાજાજી રજા આપશે તો સાત વર્ષ બાદ હું ચોક્કસ આવીશ. હવે આપ મ્હને જવાની આજ્ઞા આપો.”

પછી રાજાજીએ પોતે દાક્તરને પોષાક આપ્યો. એક ઉંચી કિંમતી રેશમી શાલ દાક્તરને આપી તથા બહુ મૂલ્યવાન કપડાં ભેટ આપ્યાં. એક સુન્દર કિંમતી ઘોડો તથા સોના ચાંદી અને ઝવેરાતના દાગીના પણ ઇનામમાં આપ્યાં. કુ. જયપાળ, મંત્રી, દિવાન, સરદારો અને અમલદારોએ પણ ખૂબ પ્રેમ બતાવી તેને માન આપ્યું. એ રીતે માનપાન પામી દાક્તર સીતારામ બીજે દહાડે ગંગાપુર જવા નીકળ્યા.

એજ અઠવાડિયામાં કુ. જયપાળ પણ ગામડામાં જવા નીકળ્યા ત્યારે રાજાજીએ કહ્યું: "દરેક ગામમાં જઇ મુખીને સમજ પાડી સર્વ સૂચનાઓ આપજો. દરેક સ્થળે સારા સ્વચ્છ કૂવા બાંધવાના હુકમ આપતા આવજો. અને જેવો કૂવો તૈયાર થાય કે કોઇ લોક તળાવ અગર કુંડમાંથી પાણી ન પીએ તેનો સખત બંદોબસ્ત રખાવવા કહેજો. અને આ કામ તાબડતોબ થવુંજ જોઇએ એવી તાકીદ આપજો. કોયદાન પણ છૂટથી વહેંચજો કે જેથી મેલેરિયા અહીં રહેજ નહિં. મુખીને જોઇતો કોયદાનનો જથ્થો મંગાવી લેવા કહેજો. દાક્તર સીતારામે આપણને જે જે સૂચના આપી છે તેમાંની બધી સૂચનાનો અમલ તાબડતોબ થવો જ જોઇએ. અલબત્ત આ દેશમાંથી રોગના મૂળ કાઢતાં કેટલોક વખત તો લાગશે જ. પણ હવે બીલકુલ ખોટી થયા વગર જલદીથી આ કામ શરૂ જ કરી દો."

કુ. જયપાળે ગામડામાં જઈ મુખીને તથા ગામના આગેવાનોને બોલાવી બધી સમજ પાડી અને જે જે જરૂરી હતાં તે પગલાં લીધાં. દાક્તરની સૂચનાનો તથા રાજાજીની આજ્ઞાનો અમલ કરવા માંડયો. મુંબઈ કલકત્તાથી સારા દાક્તરો તેડાવી રોકી લીધા અને સરસ દવાખાનાં બંધાવી દર્દીઓની સારી સારવાર લેવા માટે બંદોબસ્ત કર્યો. જ્યાં જ્યાં મેલેરિયા તાવ ઘર કરીને રહેલો હોય ત્યાં કોયદાનના ન્હાનાં ન્હાનાં પડીકાં સૂચના સાથે લોકોમાં વહેંચી દીધા અને સીંકોના ઝાડનાં બીયાં વાવી તે ઝાડ ઉછેરી કોયદાન તૈયાર કરાવવા માંડયું તથા બીજી અગત્યની સર્વ દવાઓ પણ ત્યાં તૈયાર કરવા મ્હોટું કારખાનું કાઢયું. દરેક ગામની શેરીઓ વળાવી સ્વચ્છ રાખવાના ફરમાન કાઢયાં. ખાબોચીયાં તથા ભરાઇ રહેતા પાણીના ખાડા પુરાવી દઇ મેલેરિયાના મચ્છરોની ઉત્પત્તિ જ બંધ કરી. ઘર આગળ કે શેરીઓમાં મળમૂત્ર છાણ કે કચરો કશું ન રહેવા પામે તે માટે મુખીઓને સખ્ત તાકીદ આપી કે જેથી માખીઓ જ ન થાય અને ઘરમાં રોગ જ ન પેસે. શીળી કઢાવવાની પણ સારી વ્યવસ્થા

કરી, જેથી કોઇને શીતળા ન થાય. ઉંદરોનો અને તેટલો નાશ કરાવવાનો પ્રબંધ કર્યો જેથી મરકી પણ દેખા દેતી બંધ થઈ. આરોગ્યના નિયમોવાળું પાઠ્ય પુસ્તક તૈયાર કરાવ્યું અને તે દરેક નિશાળમાં શિખવવા માટે શિક્ષકોને હુકમ આપ્યા. અને આ બધી સૂચના હુકમ ને ફરમાનોનો પુરેપુરો અમલ થાય છે કે કેમ તે જોવા માટે કુ. જયપાળ આખા રાજ્યમાં દર વર્ષ ત્રણ–ચાર વખત ફરવા નીકળતા. અને ડૉ. સીતારામના ગયા પછી સાત વર્ષમાં જમના દેશમાંથી રોગને હાંકી મૂક્યા અને આરોગ્ય દેવીની સ્થાપના કરી.

## ૨૨.

## સાત વર્ષ પછી ડૉ. સીતારામ જમના દેશમાં.

સાત વર્ષ થઇ ગયાં. ડૉ. સીતારામે આપેલું વચન યાદ આવ્યું. જમના દેશમાં જવા સારૂ રાજા રામસિંહજીની પાસેથી ત્રણ માસની રજા લીધી. તે દેશમાં અનેક સુધારા થઇ રહ્યા હતા, જેના વિવિધ સમાચાર તેને મળતા હતા. તે દેશ અગાઉ કરતાં પણ સમૃદ્ધ થયો હતો અને લોકો ખૂબ જ તંદુરસ્ત બન્યા હતા. હજુ ત્યાં રેલ્વેનું સાધન થયું નહોતું, જેથી પગરસ્તે જ જવાતું. ડાક્તર ગંગાપુરથી નીકળી જમના દેશ તરફ આવતા હતા ત્યારે જમનાદેશમાં પગ મૂકતાં જ પહેલાંની સ્થિતિમાં જમીન–આસમાન જેટલો ફેર પડેલો તેને લાગ્યો. પોતાની સૂચનાનો અમલ થયલો ઠેર ઠેર તેણે જોયો. એક ગામ રસ્તામાં આવતું તે તેને ખૂબ યાદ હતું. એ ગામને પાદર તળાવ હતું, જેમાં ગામલોક કપડાં ધોતાં હતાં, ગામના ઢોરનું આદણું જામતું, ભેંસો તો તેમાં પડી ડહેકાં દેતી હતી અને તળાવમાં તથા તેને કાંઠે ખૂબ જ ગંદકી થતી. આ જ તળાવનું લોકો પાણી પીતા હતા. સાત વર્ષ અગાઉ આ સ્થિતિ હતી. તેજ સ્થળે આજે એક સારો મ્હોટો કૂવો ગામને પાદર બાંધેલો હતો. તેનો ઓટલો ઉંચો

હતો, ઉપર કઠેરો કરેલો હતો ને તે પર ગરેડીઓ મૂકી હતી કે જેથી લોકોને પાણી ખેંચી કાઢવાનું સરળ પડે. કાંઠા પર ઢોળાતું પાણી બધું નીચે કૂવા બહાર પડી જતું, જ્યાં ફરતી મ્હોટી નીક કરેલી, તેમાં થઈ દૂર વહી જતું હતું. કૂવાની આસપાસ ક્યાંઈ ગંદકી કે કચરાનું નામ સરખું નહોતું. એ જોઇ ડૉ. સીતારામ રાજી થયા. તેણે એક માણસને પૂછ્યું: "આ કૂવાનું પાણી પીવાના ઉપયોગમાં કેટલા વખતથી આવે છે?" માણસે ઉત્તર દીધો: "છેલ્લા સાત વર્ષથી ગામ આખું આ કૂવાનું જ પાણી પીએ છે. રાજ્યના ખાસ હુકમથી રાજ્ય ખર્ચે તે બંધાયો છે."

દાક્તરે વળી તેને પૂછ્યું "હવે અહીં દર વર્ષે કૉલેરાનો રોગ ફાટી નીકળે છે?"

પેલા માણસે ઉત્તર દીધો "આ કૂવો બંધાયો ને લોકોએ તેનાજ પાણીનો ઉપયોગ કરવા માંડયો ત્યારથી આ ગામમાં કોઇને કૉલેરા કદી થયો સાંભળ્યો નથી."

આગળ પ્રવાસ કરતાં દરેક ગામ જોતા હતા, તો દરેક સ્થળે રસ્તા અને શેરીઓ વાળી ચોળી સાફ રાખેલી જોઈ. ક્યાંઇ ગંદકી દેખાતી ન હતી. બજારમાં પણ ક્યાંઈ માખીઓ હતી નહિં. મચ્છરો પણ કોઇ સ્થળે તેણે જોયા નહિ. કોઇ ગામમાં કે ક્યાંઇ પાણીના ભરેલાં ખાબોચીયાં ન હતાં. પોતે સાત વર્ષ અગાઉ આવેલ ત્યારે રસ્તામાં એક ગામ પાસે ઉતારો કર્યો હતો તે આવ્યું તે વેળા ત્યાં મરકી ચાલતી હતી. પણ આ વેળા તે ગામ ચોકખુ ચણક હતું અને કોઈ રોગનું ત્યાં નામ નહોતું. તે ગામના મુખ્ય રસ્તા પર દાક્તર આવ્યા ત્યારે એક બાળક હાથમાં ચોપડીઓ લઇ નિશાળે જતો હતો તે તેને મળ્યો. ત્યાંના મુખીનો તે પુત્ર હતો. છોકરો બુદ્ધિશાળી ને ચાલાક લાગતો હતો. તેણે ઉભા રહી સલામ કરી. તેનું હસ્તું મુખ તથા સભ્યતા ભરેલી સલુકાઇ જોઇ દાક્તરને તેની જોડે વાત કરવા ઇચ્છા થઇ. પણ તે અગાઉ તે છોકરો બોલ્યો

"આપ અમ્હારા રાજાજી પાસે જમનાપુર જાઓછો ને ?

દાક્તરે પુછ્યું "હા, પણ ત્હમે મ્હને પહેલાં ક્યાં જોયો હતો ? હું કોણ છું તે ત્હમે કેમ ઓળખ્યો ? ત્હમે કોણ છો તે તો મ્હને યાદ આવતું નથી."

"મ્હેં આપને સાત વર્ષ પહેલાં જોયેલા, જે વેળા આ ગામમાં મરકી ચાલતી હતી ને લોકો ધાણી ફુટે તેમ મરતા હતા, ત્યારે મ્હારી ઉમ્મર સાત વર્ષની હતી. અત્યારે મને ચૌદ વર્ષ થયાં છતાં આપનો ચહેરો મ્હને બરાબર યાદ છે. આપે બહાર વાડીમાં મુકામ કરેલો ત્યાં આપને મળવા માટે મ્હારા પિતા આવેલા. હું પણ તેની સાથે આવ્યો હતો. તે વેળા પણ આપ જમનાપુરથી જતા હતા. મ્હેં આપને સલામ કરેલી અને આપે મ્હને પણ વળતી સલામ કરી હતી તે આપને યાદ છે ?"

"તમારા પિતાને મળેલો તે યાદ છે પણ તમે કહો છો તે સલામ સાંભરતી નથી. પણ તમે અત્યારે ક્યાં જાઓ છો ? આ કઇ ચોપડી છે ?"

"હું નિશાળે જાઉં છું. આ આરોગ્યનું પાઠ્યપુસ્તક છે. અઠવાડિયામાં ત્રણ વખત અમારે તે શીખવાનું હોય છે. આજે નિશાળ ઉઘડતાં પ્રથમ જ એ પુસ્તકમાંથી પાઠ ભણવાના છે."

"હું ગઇ વેળા અહીં આવ્યો ત્યારે તો અહીં મરકી ચાલતી હતી. હવે અહીં મરકી છે ?"

"નાજી, અમે સઘળા ઉંદરોનો નાશ કર્યો ત્યારથી મરકીના પગલાં અહીંથી સદા માટે ટળ્યાં છે."

"અહી ઉંદરોનો નાશ કરવાની શી વ્યવસ્થા કરી હતી ?"

"રાજાજીનું ફરમાન અહીં આવ્યું કે મરકીનો ઉપદ્રવ ઉંદરથી થાય છે માટે ઉંદરોનો નાશ કરવો. એ વેળા મ્હારા એક કાકા અહીં હતા. તે ગામના શાહુકાર છે. તે અમારી જોડે રહેતા. તેણે પિતાજીને કહ્યું ગામના પોલીસ પટેલને બોલાવો. તેને બોલાવ્યો. તે

આવ્યો. કાકાએ કહ્યું "ગામની શેરીએ શેરીએ સાદ પડાવો કે એક અઠવાડીઆની અંદર સૌથી વધારે ઉંદર મારનારને એક હઝાર રૂપીઆનું ઇનામ શાહુકાર આપશે. હંમેશ સાંજે છ વાગે મરેલા ઉંદરની ગણત્રી અમારો માણસ કરશે અને એક પત્રકમાં દરેકનાં નામ સામે તે નોંધી લેવામાં આવશે. સાતમે દહાડે જેની સંખ્યા સૌથી વધુ થશે તેને એ ઇનામ મળશે." જ્યારે આ પ્રમાણે સાદ પડાવ્યો ત્યારે ગામના ઘણા માણસે ઉંદરોનો ઘાણ કાઢવા માંડયો. દરરોજ સેંકડો ઉંદર મારી નાંખતા. રાત્રે દરમાંથી બહાર નીકળે એટલે તુરત તેનું આવી બનતું. જ્યારે ઘરમાંથી બહાર દોડી જાય ત્યારે કૂતરા ને બિલાડાં પછવાડે પડી તેને મારી નાંખતા. દરેક ઘેર ઉંદરીયું પણ રાખેલું ને એ રીતે પણ ઘણા પકડયા. એ અઠવાડિયામાં રાત્રે તો એટલી ધમાલ ચાલતી કે ભાગ્યે જ કોઇ સુવા પામતું. ગામ બહાર છૂટી જમીનમાં એક ઉંડો ખાડો કર્યો હતો તેમાં મરેલા ઉંદરની ગણત્રી કરી સાંજે નાંખી દેતા, નોંધ કરી લેતા ને પછી તે બાળી નાંખતા. આ રીતે હજારો ઉંદરોનો નાશ કર્યો. ગામમાં એક પણ બાકી રહ્યો નહિં. બીજા સૌ કરતાં ત્રણ માણસોએ બહુ મ્હોટી સંખ્યામાં ઉંદરો માર્યા તેથી તેને સંખ્યા પ્રમાણે હઝાર, પાંચસેંને અઢીસેં રૂપિયાના ઇનામ આપ્યાં. જ્યારે આ વાત રાજાજીએ સાંભળી ત્યારે તે ઘણા ખુશી થયા ને કાકાને સાબાશી આપી. આ વાત અમારા આરોગ્યના પાઠય પુસ્તકમાં પણ આપી છે."

"વાહ! ત્યારે તો તમે મરકીને ખરી નિર્મૂળ કરી. પણ તમારા આરોગ્યના પુસ્તકમાં માણસને રહેવાનાં મકાન તથા ઢોર રાખવાનાં છાપરાં ઇત્યાદિ વિષયમાં કંઇ હકીકત આપી છે?"

"હાજી. ઘર કેમ સ્વચ્છ રાખવાં, ઢોર હોય તો ફળીના કયા ભાગમાં રાખવા એ બધું એક પાઠમાં આપ્યું છે. કુ. જયપાળજી ત્રણ વર્ષ પહેલાં અહીં આવેલા ત્યારે અહીંની સ્વચ્છતા જોઇ ખુશ

ખુશ થઇ ગયા હતા. તે વાત પણ પાઠય પુસ્તકમાં આપી છે, તેનું એક ચિત્ર દોર્યું છે, જેમાં એક મકાનની ખડકી, અંદર ચોકખું ચરણુ ફળી, ફળીની એક બાજુ એકઢાળીયું, તેમાં ગમાણુ આગળ ગાય બાંધવાનું છે ને ધરધણીયાણી ગાયને ખાણ આપે છે. એક બાજુ એક ઓરડી છે તેની પેઢલી પર દાણાની ચોરસ કોઠીઓ રાખેલી છે, જે દરેક ઢાંકણાવાળી છે. ઓરડાને બારી-બારણા તથા જાળીયાં ચારે બાજુ છે. ખાસ કરી દક્ષિણ ને પશ્ચિમમાં વધુ છે. ફળીમાં પક્ષીઓને ચણ નાંખી છે તે ચણે છે. બારણાંને પણ જાળી છે કે જેથી રાત્રે સૂતી વેળા જાળી બંધ કરવાથી ચોર-ચખારનો ભય ન રહે અને સ્વચ્છ હવા મળ્યાં કરે."

"કોયદાન શું તે ત્હમે જાણો છો?"

"હાજી. તે સીંકોના નામના ઝાડની છાલમાંથી બનાવેલ સફેદ ભૂકી છે. તે મેલેરિયા તાવ મટાડે છે. તેના પર પણ એક પાઠ છે. તે ભૂકી બહુ કડવી હોય છે. દરેક ગામમાં તેનો સારો જથ્થો રાખવામાં આવે છે, જેથી કોઇને તાવ આવતો હોય તો તે તુરત આપી શકાય છે. હાલ તો મચ્છર નહિં હોવાથી એ તાવથી કોઇ પીડાતું નથી. આ દેશના ઉત્તર ભાગમાં સીંકોનાની સારી ખેતી થઈ છે. તે ઝાડની છાલમાંથી ત્યાં જ કોયદાન અમારા દેશીઓ બનાવે છે. મ્હને તો હજુ એકેવાર એ તાવ આવ્યો જ નથી."

"બહુ સારૂં. ત્હમને જોતાં જ લાગે છે કે ત્હમે નિરોગી છો. સારૂં. હવે રામરામ." એટલું કહી દાક્તર ત્યાંથી ઉપડયા. આગળ ચાલતાં એક ન્હાનું ગામ આવ્યું. તે સાત વર્ષ અગાઉ જોયલું ત્યારે ઘર નીચાં ને અંધારાવાળાં હતાં. કોઇને બારી જાળી નહોતી. ગામની શેરીઓ પણ સાંકડી હતી ને સૂર્યનો પ્રકાશ ત્યાં આવી શકતો નહિં. દરેક ઘરનાં બારણા પાસે કચરાના ઉકરડા પડયા હતા અને એવા દરેક ઉકરડા પર અસંખ્ય માખીઓ બમણુતી હતી. પણ આ વેળા

તે ગામ જ જાણે ફરી ગયું હોય તેમ લાગતું હતું. રસ્તા પહોળા હતા. દરેક ઘરને પુષ્કળ બારીઓ ને જાળીયાં હતાં. શેરીઓ વાળેલી ને સ્વચ્છ હતી. કચરાના ક્યાંઇએ ઉકરડા નહોતા, કેમકે તે દૂર ખેતરમાં ભેગો કરી ત્યાં જ ખાતર તરીકે બારોબાર ઉપયોગ થતો. ક્યાંઇએ ખરાબ વાસ આવતી નહિં. હવા ચોકખી ને તાજી લાગતી. એ બધું જોતાં દાક્તરને આનન્દ થયો કે મ્હારી સૂચનાઓનો પૂરો અમલ કરવામાં આવ્યો છે.



## ૨૩.
## શરાબથી બેહાલ થયેલ ખજાનચી.

છેવટે ડૉ. સીતારામ જમનાપુર શહેરમાં આવી પહોંચ્યા. દિવાન સામા લેવા સારૂ આવ્યા હતા. તે ઉતારા પર તેડી ગયા. ત્યાં જઇ જમી પરવારી વિશ્રાન્તિ લઇ તે દરબારમાં રાજાજીને મળવા ગયા. રાજાજી સ્નેહથી મળ્યા. દાક્તરે કહ્યું: "નામદાર ! લોકો સર્વત્ર નિરોગી અને સારા દેખાય છે તે જોઇ મ્હને આનન્દ થયો. પ્રજાના શ્રેય માટે આપે જે આરોગ્યના કાયદા રચ્યા તેનું જ આ પરિણામ છે."

રાજાજીએ ઉત્તર આપ્યો: "અમને કંઇક નવું જીવન પ્રાપ્ત થયું હોય અને અમે નવી જ આનન્દમય પરિસ્થિતિમાં મુકાયા હોઇએ એવું હવે જણાય છે. આ દેશમાં ઘર કરી ગયલી માંદગી તથા રોગ હવે વિદાય થયા છે. ગયા વર્ષમાં મરકીનો એક પણ દર્દી નહોતો. કૉલેરા પણ હવે ઘણો જ ઓછો છે. મેલેરિયા તાવ તો નિર્મૂળ થયો છે. આ બધું ત્હમારી સલાહ તથા મદદનું ફળ છે. આજ તો ત્હમે થાકી ગયા હશો. કાલે દરબાર ભરીશું. તે વેળા કેટલાક વિષયની ચર્ચા કરવાની છે, જેમાં ત્હમારી સલાહની જરૂર છે."

ત્યાર બાદ દાક્તર સાહેબ ઉતારે આવ્યા. બીજે દિવસ કચેરી ભરાઈ. હમેશનું નિયમિત કામ આટોપી લીધા પછી સર્વ સરદારો તથા અધિકારીઓએ દરબારમાં આવી પોતપોતાની બેઠક લીધી. તેમાં એક આસન ખાલી દીઠું, એટલે રાજાજીએ પૂછ્યું: "આપણા ખજાનચી હજુ કેમ દેખાતા નથી ? દાક્તર સાહેબ તો હમણાં આવી પહોંચશે. પણ આપણાં બધા અમલદારોએ નિયમિત હાજર થવું જ જોઇએ."

દિવાને ઉત્તર દીધો: "હજુ વખત થઇ ગયો નથી. બાર વાગ્યાનો સમય સૌને આપ્યો છે. હજુ પાએક કલાકની વાર છે.

ત્યાં ખજાનચી જરૂર આવી પહોંચશે." આ પછી સૌ શાંત બેસી રહ્યા. કલાક ગયો. બે કલાક ગયા પણ દાક્તર અગર ખજાનચી કોઇ દેખાયું નહિં. છેવટ બરાબર બેને ટકોરે ડૉ. સીતારામ ઘોડાગાડીમાં દરબારમાં આવી પહોંચ્યા. રાજાને કુરનસ બજાવી પોતાને આસને જઇ તે બેઠા. રાજાજીએ પૂછ્યું: "આજે આટલું બધું મોડું કેમ થયું, દાક્તર સાહેબ? ત્હમારી તબીયત તો સારી છે ને? હું માનું છું કે આપને કંઇ અનિષ્ટ તો નહિં જ થયું હોય?"

દાક્તરે ઉત્તર આપ્યો: "નામદાર, હું મોડો આવ્યો ને આપને સૌને ખોટી થઇ રહેવું પડયું તે માટે આપ સૌની હું માફી માગું છું. અલબત્ત આ બાબતમાં મ્હારો દોષ નથી. પણ આપના જ એક અમલદારને લીધે મોડું થયું છે. પણ હું તેને મુશ્કેલીમાં મૂકવા ઇચ્છતો નથી. જો તેને માફ કરવાનું આપ વચન આપો તો એ સઘળી હકીકત આપને જણાવીશ."

"જરૂર, હું આપ માગો તે આપવા બંધાયલો છું. તો એ માણસને આપને ખાતર હું માફ કરૂં છું. પણ જો તેણે કોઇ રૈયતને રંજાડી હશે કે ફોજદારી ગુન્હો કર્યો હશે તો કાયદા પ્રમાણે તેને ન્યાયાધિશ શિક્ષા કરશે જ. તે બાબતમાં હું વચ્ચે આવી શકીશ નહિં."

"નાજી. તેણે કોઇને રંજાડેલ નથી. માત્ર પોતાની જાતને જ નુકસાન કર્યું છે. શું બન્યું છે તે હવે હું આપને કહું છું."

દિવાન, મંત્રીજી તથા અન્ય અમલદારો આ શું બન્યું છે તે કંઈ સમજી શકતા નહોતા. કયો અમલદાર શા ગુન્હામાં સપડાયો છે તેની ખબર કોઇને નહોતી. તેથી આતુરતાથી કાન માંડી સાંભળવા સૌ તૈયાર થઇ રહ્યા.

દાક્તરે કહ્યું: "આજે સવારે હું દરબારમાં આવવા નીકળ્યો ત્યારે આપના એક અમલદારનો નોકર મ્હને રસ્તામાં મળ્યો. તેણે કહ્યું: હું ખજાનચી સાહેબનો નોકર છું. તેમણે આપને બોલાવવા

માટે મ્હને મોકલ્યો છે. તે માંદા થઈ ગયા છે તથા તેમના પુત્ર ને ભાઈ પણ માંદા થઇ ગયા છે, લખી શકે તેમ નથી. માટે ચીઠ્ઠી વિના જ મ્હને જાતે દોડાવ્યો છે." આ સાંભળી મ્હેં તે નોકરને મ્હારી ગાડીમાં લઈ લીધો. અને ખજાનચીના ઘર તરફ જલદીથી ગાડી હાંકી મૂકી. ખજાનચીનું ઘર ગામના પેલે છેડે દૂર છે તેથી ત્યાં પહોંચતાં વખત લાગ્યો. જ્યારે ગાડી તેના ઘર આગળ પહોંચી ત્યારે હું ઉતરી તેમના મકાનમાં ગયો. તે બરાડા પાડતા બે હાથ વચ્ચે માથું દાબી રાખી ખાટલામાં બેઠા હતા. નોકરે તેમના કાન આગળ જઈ મ્હોટેથી કહ્યું કે, 'દાક્તર આવ્યા છે.' ત્યારે તેણે ઉંડો નિસાસો નાંખી ઉત્તર દીધો: 'દાક્તર સાહેબ, હું મરી જાઉં છું. મ્હારૂં માથું ફાટી જાય છે. હું વધુ બોલી શકતો નથી.' એમ કહી તે દુઃખથી બરાડા પાડવા માંડયા. પછી તેનો વીસેક વર્ષનો પુત્ર ઓરડામાં આવ્યો. તે પણ ફીક્કો ને માંદો લાગતો હતો. તે પણ બે હાથ વચ્ચે માથું દાબી રાખી ઉભો હતો. મ્હેં પૂછ્યું: 'આપને શું થયું છે?' તેના ઉત્તરમાં તેનો પુત્ર બોલ્યો, 'કાલે અમે અમારા સ્નેહીના લગ્નની મીજલસમાં ગયા હતા. ગામના નાણાવટી રામલાલના પુત્ર જોડે તે સ્નેહીની પુત્રીનું લગ્ન થયું. તેનો મ્હોટો વરઘોડો ચ્હડયો હતો ને ભારે મીજબાની હતી. અમે ખૂબ ખાધું. જાતજાતના પુલાવ તથા મીઠાઇઓ ઘણા પ્રકારની હતી. દારૂ પણ ખૂબ હતો. નાણાવટીએ જાતજાતના વિલાયતી દારૂના ઘણા શીસા મંગાવી રાખ્યા હતા. મ્હારા કાકાએ દારૂ તો બહુ નથી પીધો પણ બધી મીઠાઇઓ ખૂબ ખાધી. તે શરીરે બહુ સ્થૂળ છે—ધગડા છે. તેણે ખવાય તેટલું ખાધું ને ગોળા જેવું પેટ કર્યું. મ્હેં તથા પિતાજીએ ખૂબ દારૂ ઢીંચ્યો અને અમે બેભાન બની ગયા. પછી ત્યાંથી અમે ઘેર કેમ આવ્યા તે મ્હને ખબર નથી. અમે ચાલી તો શકીએ તેમજ નહોતું તેથી ઉંચકીને ગાડીમાં નાંખી ઘેર લાવ્યા હશે. આજે સવારે હું મોડો ઉઠયો ત્યારે મારૂં માથું ખૂબ દુઃખતું હતું ને બધું ચક્કર ચક્કર

ભમતું હોય તેમ લાગતું હતું. પણ પિતાજીએ મ્હારા કરતાં ઘણો વધુ દારૂ પીધેલો તેથી એટલા બધા હેરાન થઇ ગયા છે કે છેલ્લા બે કલાકથી તો તે આમ બરાડા પાડયા કરે છે, ને કહે છે કે હવે હું મરી જાઉં છું. આપ તેનો કંઇ ઇલાજ કરશો ?' પછી મ્હેં ખજાનચીને પથારીમાં સુવાડયા અને ગામમાંથી બરફ મંગાવી માથા પર ધર્યો. તે પછી તેને ઉંઘ આવે તેવી મ્હેં દવા આપી. પણ કેટલીકવાર સુધી તેને ઉંઘ જ ન આવી. તેણે તો મ્હારો હાથ પકડી રાખ્યો હતો. છેવટે તેને નિદ્રા આવી ત્યારે હું ત્યાંથી ઉઠી શકયો. ત્યાંથી ઉઠી હું તેના ભાઈ પાસે ગયો. તેની સ્થિતિ વધુ ખરાબ હતી. તે તો સાવ ફીક્કો થઇ ગયેલ. ને તેને ઘડી ઘડી ઉલટી તથા ઝાડા થતા હતા. મ્હને લાગ્યું કે તેને કૉલેરા થયો છે, નાડી જોતાં સાવ નબળી હતી. બોલવાની પણ શક્તિ નહોતી. મ્હેં કહ્યું: 'આપ આરામ લ્યો. બોલવાની તસ્દી ન લ્યો. ત્હમને કશી દવાની જરૂર નથી. થોડીવારમાં આરામ થઇ જશે. માત્ર શાન્તિથી સૂઇ રહેવાની આપને જરૂર છે. હું કલાકેક સુધી અહીં છું. હવે ઉલટી થશે નહિં, બ્હીશો નહિં. સાંજે તદ્દન આરામ થઇ જશે. શાન્તિથી ઉંઘી જાવ તો સારૂં.' એથી તે પણ પથારીમાં સુતા. જ્યારે એ બન્ને ભાઈ ઉંઘી ગયા ત્યારે ત્યાંથી ગાડીમાં બેસી હું સીધો દરબારમાં આવ્યો."

આટલું બોલી દાક્તર બેસી ગયા. રાજાજીએ ઉત્તર દીધો, "ત્હમે કહ્યું તે સાંભળી હું દીલગીર થયો છું. મ્હને બીક છે કે એ ઉપરાંત બીજા પણ કેટલાક અમલદારો દારૂ પીએ છે. તે બધા આથી ધડો લે તો સારૂં. પણ આજની કચેરી મ્હેં અન્ય કારણસર ભરી છે. મ્હારે કેટલાક પ્રશ્નો આપને પૂછવા છે. આપે કેટલાયે સામાન્ય રોગ સુધારવાના ઉપાય બતાવ્યા. હવે ખાવા પીવાની બાબતમાં ત્હમારી સૂચનાની જરૂર છે. આરોગ્યને વાસ્તે કયા પ્રકારની

ખાદ્ય તથા પેય વસ્તુઓ લેવી તે મ્હને કહો. શું ન ખાવું અગર શું ન પીવું તે પણ કહો. કેટલાક તાવ, મરકી કોલેરા, શીળી કે ક્ષય ન હોય છતાં માંદા પડે છે ને ગુજરી જાય છે."

દાક્તરે ઉત્તર આપ્યો "હું આપને તે સઘળું કહીશ. એ બાબતને મ્હેં અભ્યાસ કર્યો છે અને એ વિષયમાં ગંગાદેશમાં અમ્હારા રાજાજીએ કેટલાક કાયદા રચ્યા છે. શરાબ અગર એવા સખ્ત નિશાવાળા પેય પદાર્થથી કેટલી હાનિ થાય છે તે આ ખજાનચીના દાખલાથી આપે જાણ્યું. પ્રથમ હું તે વિષે જ કહું. તેના ભાઇએ ખૂબ ખાઇને શરીર બગાડયું. પણ ખૂબ શરાબથી શું નુકશાન થાય છે તે વિષે આપના કોઇ અમલદાર કંઈ કહેવા ઇચ્છે છે?"

મંત્રી મૂળરાજસિંહજી વિદ્વાન પુરૂષ હતા ને તેનું ખૂબ માન પ્રતિષ્ઠા હતી. તેણે ઉઠી કહ્યું, "ન્હાનપણમાં મ્હોટી પાઠશાળામાં મ્હેં ઘણા વર્ષ અભ્યાસ કરેલો. ત્યાં ઇતિહાસના વિષયમાં મ્હને રસ પડતો, ત્યારે મ્હેં ઘણા દેશના ઇતિહાસ વાંચ્યા હતા. પ્રાચીન કાળમાં ગ્રીક લોક બહુ વિદ્વાન હતા. એક ગ્રીક વિદ્વાને ઇરાનના પ્રાચીન મહારાજાઓની વાર્તા લખી છે. તેમાં મહાન સાયરસની એક વાત આવે છે. તે વાત સાંભળવા જેવી છે. જો આજ્ઞા હોય તો આપને કહું."

રાજાજીએ કહ્યું "આજે બહુ મોડું થયું છે માટે હું ધારૂં છું કે આવતી કાલ પર તે રાખીએ તો સારૂં. કાલે ખજાનચી પણ હાજર હશે ને એ વિષય પરજ વાત હશે તેથી તે સાંભળવાથી તેને પણ ફાયદો થશે."

દાક્તરે કહ્યું "મ્હારે એક વિનતિ રજુ કરવાની છે. તે સાંભળી પછી આપ દરબાર બરખાસ્ત કરો તો સારૂં."

રાજાએ કહ્યું "બોલો, બોલો. ત્હમારી શી વિનતિ છે?"

"પ્રથમ હું આપની માફી માગી લઉં. જ્યારે આવતી કાલે ખજાનચી આ સભામાં આવે ત્યારે મ્હેં આજે અહીં જે વાત કરી તેનો ઇસારો સરખો કોઇએ કરવો નહિ. આપણે સૌએ એ વાત મનમાં જ દાટી રાખી જાણે તે કશું આપણે જાણતાજ નથી એમ રહેવું અગર એ વિષે કોઇને કંઇ કહેવું પણ નહિ. આપ ભલે તેમને ખાનગીમાં બોલાવી બે વેણ કહેવા ઘટે તે કહેજો. પણ બીજાની હાજરીમાં તો એવા જુના નોકરને કહેવામાં આવે તો તેને ઘણું ખોટું લાગે."

રાજાજીએ કહ્યું "દાક્તર, ત્હમે ઠીક કહો છો. ત્હમારી સલાહ ઉત્તમ છે. હું દરબાર બરખાસ્ત થયા પછી જ ખાનગીમાં જ બોલાવી તેને બે શબ્દ કહીશ. સારૂં, ત્યારે કાલે એક વાગે આપણે અહીં જ સૌ મળશું."

આ પછી દરબાર બરખાસ્ત થયો.



## ૨૪.
## મહાન રાજા સાયરસનો એક પ્રસંગ.

બીજે દહાડે દરબાર ભરાયો. સઘળા સરદારો અને અમલદારો ત્યાં હાજર થયા. ખજાનચી પણ ત્યાં આવ્યા. તેની તબીઅત બરાબર નહોતી. આંખો લાલ હતી, હાથ ધ્રુજતા હતા પણ રાજાજીએ ખાસ કહેવરાવ્યાથી જ તે હાજર થયા હતા. તેને બ્હીક હતી કે તેની શરાબીની સૌને ખબર પડી ગઇ છે ને રાજાજી જાહેરમાં ઠપકો દેશે પણ એ વિષયમાં કોઇ કશું બોલ્યું નહિં. રાજાજીએ પણ જાણે કશું જ બન્યું નથી તેવું વર્તન બતાવ્યું. પછી મુખ્ય મંત્રીએ રાજાજીની આજ્ઞા મેળવી મહાન રાજા સાયરસની વાત શરૂ કરી.

"આજથી અઢી હઝાર વર્ષ પૂર્વે સાયરસ નામે એક પ્રખ્યાત રાજા થઇ ગયો. ઇરાન તથા પશ્ચિમ હિંદના ઘણા દેશોપર તેનો અમલ હતો. ઇરાની લોક તેને ખુશરૂ કહેતા. એ પુરૂષ ઇરાની મહા-રાજ્યનો સ્થાપક હતો. ન્હાનપણમાં તે તેના પિતાના હાથતળે ઇરાનમાં જ મ્હોટો થયો. એ વખતે ઇરાનનું ન્હાનકડું રાજ્ય હતું. ત્યાંના લોકો સઘળા ભરવાડ જેવા હતા. ઇરાનની પાસે જ મીડીયાનું ધનવાન રાજ્ય હતું. ઇરાનનો રાજા મીડીયાના રાજાની પુત્રી જોડે પરણ્યો હતો તેથી તે રાજા સાયરસનો દાદો થતો.

"સાયરસ કુમાર હતો છતાં એક કડક શિક્ષકના હાથતળે તેને કેળવણી મળી હતી. જ્યારે તેને હાથે કંઈ ખરાબ કામ થતું કે તરત જ પેલો શિક્ષક તેને સજા કરતો. વિવેક તથા ન્યાય શું તે સમજી સાયરસ પાસે તેણે આચરણમાં મૂકાવ્યાં. કસરત ને મલ્લકુસ્તી શીખવી. ધનુષ્યબાણ, તરવાર ઇત્યાદિ હથિયારો વાપરતાં તથા ઢાલનો ઉપયોગ કરતાં એ શીખ્યો. ઇરાનમાં તે વેળા ઘોડા નહોતા માટે તે પગપાળા શિકારે જતો. આથી તે બળવાન તથા દેખાવડો યુવક બન્યો.

"જ્યારે તે બાર વર્ષનો થયો ત્યારે આ કુમારની કીર્તિ ચારે

બાજુ પ્રસરી. તેની ખૂબ પ્રશંસા સાંભળી તેના દાદા મીડીઆના રાજાએ પોતાની પાસે મળવા તેડાવ્યો. તે મીડીઆમાં આવ્યો ત્યારે ત્યાંના દરબારનો ભપકો ને ઠાઠમાઠ જોઇ તે છક થઈ ગયો. બધા સરદારોએ મૂલ્યવાન કીનખાબના ઝભ્ભા પહેર્યા હતા અને હીરા, માણેક તથા સોનાના દાગીના, પહોંચીઓ ને કડાં ઘાલ્યાં હતાં. આવો ઠાઠમાઠ તેણે તેના જીવનમાં કદી જોયો નહોતો.

ત્યાં આવ્યા પછી એક દહાડો રાણીના જન્મ દિવસને રોજ મહારાજાએ સરદારો, અમલદારો અને રાજ્યના મ્હોટા મ્હોટા પ્રજાજનોને મિજલસમાં આમંત્ર્યા. તે વેળા સાયરસને પણ તેમાં બોલાવ્યો, ત્યાં સોના–ચાંદીના ટાટમાં અનેક પ્રકારની સ્વાદિષ્ટ મિઠાઇઓ મઘમઘી રહી હતી અને સુવર્ણની પ્યાલીઓમાં જાતજાતના મધુર શરાબ ભરેલા હતા. મહારાજાએ માન્યું કે આ સર્વ ખાવા–પીવામાં પૌત્રને ઓર મઝા આવશે. પણ સાયરસ તરફ જોતાં તે તો અદબ વાળીને જ બેઠો હતો ને જેઓ ખાતા–પીતા હતા તે તરફ ટગરટગર જોતો હતો. એક પણ વસ્તુને તેણે હાથ ન લગાડયો.

આથી અચંબો પામી મહારાજાએ પૂછ્યું: " સાયરસ ! આજે તો ઉંચા પ્રકારની મિઠાઈઓ ને શરાબ છે. આ જાતનું તો ત્હમે ઇરાનમાં ભાળ્યું પણ નહિં હોય. ખાતા–પીતા કેમ નથી ? માટે જુઓ ચાખો, આનન્દ પડશે. "

સાયરસે ઉત્તર દીધો: " આટલી બધી વિવિધ વાનીઓ ખાવી તેજ મ્હને નાહકની તસ્દી લીધા જેવું લાગે છે. આ કરતાં અમ્હારે ઇરાનમાં સારૂં છે. "

મહારાજાએ હસીને કહ્યું: " એમ ! ઇરાનમાં ત્હમે શું કરો છો ?"

કુમારે કહ્યું: " ઇરાનમાં અમે રોટલી ને શાક જમીએ છીએ. અને કુવામાંથી ઠંડા પાણીનો પ્યાલો પીએ છીએ. જ્યારે ભૂખ્યા થઇએ ત્યારે જમીએ ને તરસ્યા થઇએ ત્યારે પાણી પીઇએ. આથી

અમે બળવાન ને તંદુરસ્ત રહીએ છીએ. માંદા તો ભાગ્યે જ પડીએ છીએ. હું એવી રીતની રહેણીથી ટેવાયલો છું."

આ સાંભળી તેના દાદા—મહારાજા તો ખડખડાટ હસવા લાગ્યા. પછી કહ્યું: "સાચું. જેમ ત્હમને રૂચે તેમ કરો. રોટલી ખાઓ ને પાણી પીઓ, અને સાજાનરવા દેશભેળા થાઓ. પણ ત્હમારે સારૂ આ ભાણું પીરસ્યું છે તેનું શું કરવું ?"

કુમારે કહ્યું: "મ્હને આપી દ્યો."

"પણ ત્હમે ખાવાના તો નથી તો તેનું શું કરશો ?"

"મ્હારા અહીંના નિવાસ દરમ્યાન જેણે જેણે મ્હારા પ્રત્યે માયા બતાવી છે તેને દરેકને ઇનામમાં આપીશ."

"જેવી ઇચ્છા."

પછી કુમારે બધા નોકરોને બોલાવીને સૌ સોની યોગ્યતા મુજબ વહેંચી દેવા માંડ્યું. 'ત્હમે મને ધનુર્વિદ્યા શીખવી તેનું આ ઇનામ,' 'ત્હમે મ્હને ઘોડાની સવારી શીખવી તેનું આ ઇનામ,' 'ત્હમે દાદાની નિમકહલાલીથી ચાકરી કરો છો તેનું આ ઇનામ,' 'ત્હમે માજીની સેવા કરો છો તેનું આ ઇનામ.' એમ દરેકને ઇનામ આપ્યાં પણ આ બધામાં એક ભભકાદાર પોષાકવાળો વડો નોકર હતો તેને તો કંઇએ ન આપ્યું. તે મહારાજાનો શરાબ તૈયાર કરી આપી પાતો. પ્રથમ તે શરાબ ચાખી પછી રાજાને પીવા આપતો. ચાખતી વેળા એક પ્યાલીમાં મહારાજાની પ્યાલીમાંથી થોડાં ટીપાં લઇ ને પી જતો ને પછી રાજાજીને પ્યાલી આપતો. તેથી મહારાજાની તેના પ્રત્યે પ્રીતિ હતી. તેથી મહારાજાએ પૂછ્યું "આ મ્હારા શરાબ પાનાર સેવકને કેમ કંઇ ઇનામ ન આપ્યું ?"

કુમારે કહ્યું "તે આપની સેવા નથી કરતો, પણ આપના શરાબમાં ઝેર રેડે છે."

મહારાજા ઝેરની વાત કોઇ કરે કે ભડકી ઉઠતા. તેને બ્હીક હતી કે તેને કોઇ ઝેર દઇ દેશે. તેથી એકદમ ભડકીને કહ્યું "શું કહ્યું ? શું કહ્યું ? મ્હારા શરાબમાં તે ઝેર ભેળવે છે તે ત્હમે કેમ જાણ્યું ? તે ભેળવતાં ત્હમે તેને જોયો ? કેટલું ઝેર નાંખ્યું ? ક્યારે નાંખ્યું ?"

કુમારે ઉત્તર દીધો "નાજી. મ્હેં ઝેર ભેળવતાં તેને દીઠો નથી. પણ હું જાણું છું કે તેણે તેમ કર્યું છે. પણ આપના ગયા જન્મ દિવસના ખુશાલીમાં જે મીજબાની ગોઠવી હતી તે વેળા આપ અને આ સર્વ સરદારો ભોજન લેતા હતા ત્યારે તે ઝેરની અસર મ્હેં આપના પર જોઇ છે."

મહારાજાએ ભડકીને પૂછ્યું "કેમ તે દહાડે શું થયું હતું ?"

કુમારે ઉત્તર દીધો, "આપે જે દારૂ પીધો તેથી આપ ગાંડા બની ગયા. અમ્હારા જેવાં છોકરાંને આપ જે ન કરવા દ્યો તેવું ગાંડું ઘેલું આપે કરવા માંડ્યું. આમાંના કેટલાક સરદારો તો જગલી જેવા થઈ બૂમ બરાડા પાડતા હતા, અને એવી ધમાચકડી મચાવી મૂકી હતી કે કોઈ કોઇનું કાન પડ્યું સંભળાતું નહોતું. સૌ એક બીજા જોડે વાતો કરતા હતા. પછી આપે ઉઠી નાચવા કૂદવા માંડ્યું. પણ આપના પગ જમીન પર ઠરતા નહોતા. તેથી આપ લથડીયાં ખાતા હતા ને પછી ભોંય પર ઢળી પડ્યા. આમાંના કેટલાક સરદાર પણ જમીન પર પડી લોટવા લાગ્યા. આપની સ્થિતિ પછી સૌ ભૂલી ગયા. આ સરદારો આપને ગાળો ભાંડતા હતા ને આપ તે લોકને ગાળો દેતા હતા. ટુંકામાં સૌ બેભાન બની ધીંગામસ્તી કરતા હતા. આથી મ્હેં જાણ્યું કે આ નોકરે આપના શરાબમાં ઝેર રેડ્યું હતું ને તેથી જ હું તેને કંઈ ઇનામ આપવા રાજી નથી."

આથી શાંત બની જઇ મહારાજા બોલ્યા "એમ ? પણ આવું ત્હમે અગાઉ કદી જોયલું ? ત્હમારા પિતાજી ઇચ્છામાં આવે તેટલો શરાબ નથી પીતા ?"

કુમારે કહ્યું “ નાજી. તે તો જ્યારે તરસ લાગે ત્યારે નિર્મળ મીઠું ઠંડું જળ પીએ છે. ને એવી રીતે અમે તરસ છીપાવીએ છીએ. આપ તથા આ સરદારોની માફક શરાબમાં મસ્ત બનેલા મ્હારા પિતાજીને મ્હેં કદી જોયા નથી. તેમને તો કોઇ આવો શરાબ પાનાર સેવક જ નથી. ”

એ પછી કુમાર સ્વદેશ સીધાવ્યા. પોતાની કુમારાવસ્થામાં રાજા સાયરસને શરાબનો આટલો તિરસ્કાર હતો.

ઉપર પ્રમાણે મંત્રીજીએ મહાન રાજા સાયરસનો પ્રસંગ વર્ણવી બતાવ્યો. તે સાંભળી રાજાજીએ કહ્યું: “ મ્હેં મહાન સાયરસ રાજાને વિષે કેટલુંક સાહિત્ય વાંચ્યું છે પણ આ પ્રસંગ મ્હારા વાંચવામાં કદી નથી આવ્યો. તે આવો મહાન પ્રખ્યાત રાજા થયો ને આટલા બધા દેશ જીત્યા તેમાં કંઇ નવાઈ નથી. ”

ડાક્તરે કહ્યું: “મ્હેં આ વાત સાંભળી હતી, પણ અત્યંત શરાબીથી શું નુકસાન થાય છે તે આ વાતપરથી સ્પષ્ટ થાય છે. માણસ પીધેલો થઇ કેવો મૂર્ખ બની જાય છે તે પણ આથી જણાય છે.”

આ બધો વખત ખજાનચી મૌન સેવી બેસી રહ્યા હતા. તે વારેવારે રાજાજી સામે જોતા હતા, પણ તેમના મુખપર ક્રોધ નહોતો. સભા બરખાસ્ત થઇ એટલે સૌ સલામો કરી ચાલતા થયા.



## ૨૫.
## વિવિધ પ્રકારનો ખોરાક.

બીજે દિવસે દરબાર ભરાયો ત્યારે કુ. જયપાળ પણ ત્યાં હાજર હતા. ડૉ. સીતારામ જમનાપુર આવ્યા ત્યારે તે ગામડામાં નિરીક્ષણાર્થે નીકળી પડયા હતા તેથી રાજાજીએ ખાસ ખેપીયો મોકલી તેને તેડાવ્યા હતા. દાક્તર આવ્યા એટલે ખાનપાન સંબંધીની ચર્ચા શરૂ થઇ. દાક્તરે કહ્યું: "ખાનપાન સંબંધીના આરોગ્યના નિયમો વિષે હું જે જાણું છું તે આપની આજ્ઞા પ્રમાણે આજે કહું છું. આ નિયમો ઘણા જરૂરી છે ને ગંગાદેશની દરેક નિશાળમાં બાળકોને તે શીખવવામાં આવે છે. પણ આ દેશમાં કઇ કઇ જાતના લોક રહે છે તથા તેમનો ખોરાક કઇ જાતનો છે તે પ્રથમ મે. દિવાન સાહેબ કહી જાય તો ઠીક પડશે."

દિવાને ઉત્તર દીધો: "આ દેશમાં ઘણી જાતના લોકો રહે છે. વિવિધ પ્રકારના બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો ને શૂદ્રો રહે છે. તેમજ વળી મુસલમાન, ખ્રિસ્તી ને પારસીઓ પણ છે. સૌ સૌના ખોરાક જુદા જુદા છે. સામાન્યરીતે બ્રાહ્મણો ને વૈશ્યો શાકભાજી–ફળફળાદિ નિરામિષ ભોજન લે છે. કેટલાક શૂદ્રો પણ એવો જ ખોરાક લે છે. પણ અન્ય કેટલાક માંસાહારી પણ છે. મુસલમાનો તથા ખ્રિસ્તીઓ શાકાહારી તેમજ માંસાહારી બન્ને છે. અનાજમાં ચોખા, ઘઉં, બાજરી, જુવાર ને મકાઇ ખાય છે. કેરી, કેળાં, સીતાફળ જેવાં ફળ ખાય છે ને મળે તો સાકર પણ લે છે."

દાક્તરે કહ્યું: "સમજ્યો. ગંગાદેશમાં પણ એવો જ ખોરાક લોકો લે છે. ત્યાંના હવા–પાણી પણ અહીંના જેવા જ છે. આપે કહ્યું બ્રાહ્મણો નિરામિષ ભોજન લે છે, નહિં વારૂ ? તેઓ માત્ર અનાજ તથા ફળ જ ખાય છે."

દિવાને કહ્યું: "હાજી. હું બ્રાહ્મણ છું ને મ્હારા જન્મથી આજ સુધીમાં માંસને કદી અડકયો નથી."

દાક્તરે કહ્યું: "આપને ચોક્કસ ખાત્રી છે?"

દિવાને ઉત્તર દીધો: "મ્હને તો પુરી ખાત્રી છે કે બ્રાહ્મણના જેવાં પવિત્રાચરણ હું બરોબર પાળું છું."

દાક્તરે પૂછ્યું: "આપ દૂધ, ઘી, મલાઇ ઇત્યાદિ નથી લેતા? દૂધની મિઠાઇ નથી ખાતા? છાશ નથી પીતા? ઘી નથી ખાતા?"

દિવાને જવાબ આપ્યો: "અલબત્ત એ સૌ લઉં છું. બ્રાહ્મણનો ખોરાક જ ઘી દૂધનો સાત્ત્વિક હોય છે."

દાક્તરે કહ્યું: "ત્યારે આપ આખું જીવન પ્રાણી-ખોરાક લ્યો છો. તેથી જ આપ સુદૃઢ તથા તન્દુરસ્ત છો. દૂધ પણ પ્રાણી ખોરાક છે. તે કંઇ શાક, ફળ કે અનાજ નથી. તે સૌથી સારામાં સારો પોષક ખોરાક છે. ન્હાનું બાળક બીજું કંઇ નથી લેતું. તે તેની માતાના દૂધ પરજ રહે છે. તે પ્રાણી-ખોરાક જેવું છે-જેવું ભેંસ કે ગાય કે બ્રેટાનું દૂધ છે."

દિવાને કહ્યું: "માંસાહારમાં માંસ, માછલી, ઇંડા ને એવું સર્વ ગણાય. મ્હેં નહિં માનેલું કે દૂધને પણ ત્હમે પ્રાણી-ખોરાકમાં ગણો છો. પણ દૂધ સુદ્ધાં પ્રાણી જ આપે છે માટે તે પ્રાણી-ખોરાક કહેવાય ખરો."

દાક્તરે કહ્યું: "દૂધ પ્રાણી-ખોરાક જ છે. એક અગર બીજા પ્રકારના પ્રાણી-ખોરાક વગર મનુષ્ય લાંબો વખત જીવી જ શકે નહિં."

કુ. જયપાળે પૂછ્યું: "ત્યારે ખોરાકના આપ કયા કયા વિભાગ પાડો છો?"

દાક્તરે કહ્યું: "ખોરાકની પુરી પરીક્ષા કરનાર વિદ્વાનોએ તેના ચાર વર્ગ પાડ્યા છે. તેમાં પહેલો વર્ગ તે પ્રાણી-ખોરાકનો ગણાય છે. જેમાં દૂધ, ઇંડા ને માંસ એ સર્વનો સમાવેશ થાય છે."

કુ. જયપાળે પૂછ્યું: "જો એમ જ હોય તો બ્રાહ્મણ ને વૈશ્યો સૌ પ્રાણી-ખોરાક લે છે. તેઓ દૂધ પીએ છે તો હું માંસ લઉં છું. એટલે સૌ પ્રાણી-ખોરાક તો લે જ છે. વારૂ, ખોરાકનો બીજો વર્ગ કયો?"

"બીજા વર્ગમાં ચરબી આવે છે."

દિવાન બોલ્યા: "ચરબી તો પ્રાણીના માંસમાંથી થાય છે. તે પણ અમે કદી અડકી શકીએ નહિં."

દાક્તરે કહ્યું: "ત્યાં પણ આપ ભૂલો છો. આપ માંસમાંથી તૈયાર થયલી ચરબી નથી લેતા એ સાચું. પણ ચરબી ઘણા પ્રકારની છે. ઘી, મલાઇ, માખણ, તેલ ઈ. આપ લ્યો છો તે પણ ચરબી જ છે. નિરોગી રહેવા માટે માણસે એક પ્રકારની પણ ચરબી લેવી જોઇએ."

"વારૂ, શરીર નિરોગી રાખવા માટે કયા ત્રીજા વર્ગના ખોરાકની જરૂર છે?"

"ખોરાકના ત્રીજા વર્ગમાં સાકર તથા મેંદો આવે છે. સાકર તો આપણે સૌ ખાઇએ છીએ. આ દેશમાં સાકર શેરડીની બને છે. યુરોપ અમેરિકામાં કેટલાંક કંદમૂળ તથા ઝાડના રસમાંથી સાકર બનાવે છે. સઘળાં મીઠાં ફળમાં સાકર હોય જ છે. સુકી દ્રાક્ષમાં, કેળામાં તેમજ અન્ય ઘણાં ફળોમાં સાકર હોય છે. મેંદો પણ આપણે રોજ ખાઇએ છીએ. ચોખામાં મેંદો છે, ઘઉંમાં મેંદો છે, પણ કયા પદાર્થમાં કેટલો મેંદો છે તે કળી કાઢવાનું કામ રસાયણ-શાસ્ત્રીનું છે. તેઓ ભિન્ન ભિન્ન પદાર્થને ભિન્ન ભિન્ન નામ આપે છે. બધા અનાજમાં મુખ્યપણે તે પદાર્થ છે. તેને મેંદો એવું નામ આપે છે. અનાજમાં મેંદા સિવાય બીજા પણ પદાર્થ છે તેથીજ ભિન્ન ભિન્ન અનાજના જુદા જુદા સ્વાદ આવે છે."

"વારૂ, હવે ચોથા વર્ગમાં કયા ખોરાક આવે છે તે કહો."

"ચોથા પ્રકારનો ખોરાક ક્ષાર છે. ક્ષાર ઘણા પ્રકારના છે. સમુદ્રના પાણીમાંથી અને કેટલાક અતિ ખારા પાણીના કુવાના પાણીમાંથી બનાવેલું મીઠું, તે એક પ્રકારનો ક્ષાર છે. ઘણાં શાક તથા ફળમાં પણ ક્ષાર છે, દૂધમાં પણ ક્ષાર છે. જો દરેકે નિરોગી રહેવું હોય તો એક રૂપે ક્ષાર લેવો જ જોઇએ. જે જે ખોરાક આપણે

લઇએ છીએ તે દરેકમાં આમાંના એક કરતાં વધુ પદાર્થ હોય છે. દૂધમાં ચારે પ્રકારના પદાર્થ છે. તેથી જ દૂધપર રહેતાં બાળક જીવે છે. પણ કેટલીક વસ્તુઓમાં આ ચારે પ્રકારના પદાર્થ નથી પણ હોતા. કોઇમાં એક પ્રકારનો પદાર્થ વધુ તો બીજામાં બીજા પ્રકારનો પદાર્થ વધારે હોય છે. આથી જ જુદા જુદા પ્રકારનો ખોરાક આપણે લેવો જોઇએ. કેટલીક નાતોને માંસ કે મચ્છી કે ઇંડા ખાવાનો પ્રતિબંધ છે તેથી એ માંસાહારી જાતિઓ કરતાં તેમણે વધુ દૂધ, ઘી ખાવાં જોઇએ. કેમકે એકલું અન્ન, શાક કે ફળ ખાવાથી માણસ તન્દુરસ્ત કે બળવાન થતા નથી."

આટલું કહ્યા પછી દાક્તર બેઠા. આજે મોડું થયું હતું ને રાજ્યકાર્ય પણ કરવાનું હતું, જેથી ત્યારબાદ દરબાર બરખાસ્ત કર્યો. સૌના ગયા પછી રાજાજીએ ખજાનચીને એકાંતમાં બોલાવી કહ્યું: "ત્હમે રાજ્યના જુના નોકર છો. ત્હમારે સારૂ મ્હને માન છે. હજુ સારી નોકરી બજાવશો એમ આશા છે. પણ શરાબ પીવાની ત્હમે ટેવ ત્યજી દો. દાક્તરે મ્હને સર્વ વાત કહી હતી ને તેથી જ હું ત્હમને કશી શિક્ષા કરતો નથી. મ્હારા સઘળા અમલદારો સારી ચાલચલગતના ને સારા હોવા જોઇએ. જુઓ, ત્હમારે ખાતર, મ્હારે ખાતર, ત્હમારાં બૈરાં છોકરાં ખાતર આ બુરી ટેવ ત્હમે છોડી દો." ખજાનચીએ આ સાંભળ્યું ત્યારે એમ થયું કે ધરતી માર્ગ આપે તો સમાઈ જાઉં એટલી શરમ લાગી. પછી તેણે કહ્યું: "મ્હેં પ્રતિજ્ઞા કરી છે કે હું કદી શરાબને અડકીશ નહિં. પ્રભુના સોગન લઇ કહું છું કે આજથી શરાબનું ટીપું સરખું હું ચાખીશ નહિં." એટલે રાજાજીએ તેનું વચન પાળવા તથા પ્રતિજ્ઞામાં દૃઢ રહેવા કહ્યું ને પછી તેમને રજા આપી.

## ૨૬.
## ખાનપાનની જરૂર.

ત્રીજે દહાડે સવારે દરબાર ભરાયો ત્યારે સૌ દરબારીઓ હાજર હતા. આજે તો રાજ્ય વકીલ તથા સેનાપતિ પણ હાજર હતા. વકીલે ઉઠી રાજાજીની આજ્ઞા માગી પૂછ્યું: "દાક્તર સાહેબ એ તો ઠીક. પણ આપણે ખાવું પીવું શા માટે? તેની કંઇ જરૂર ખરી?"

કુ. જયપાળે કહ્યું: "ન ખાઇએ તો ભૂખે મરી જઇએ, ન પીઇએ તો પણ તરસે મૃત્યુ થાય."

વકીલે પ્રશ્ન કર્યો: "પણ ન ખાઇએ પીઇએ તો શા માટે મૃત્યુ પામીએ?"

દાક્તરે ઉત્તર દીધો: "હું તેનો જવાબ હમણાં જ આપું છું. બાળક જ્યારે જન્મે ત્યારે તેનું કદ ને વજન કેટલું હોય છે? એક વર્ષનું થાય ત્યારે કેવડું મ્હોટું થાય છે? પાંચ વર્ષનું થાય ત્યારે કેવડું થાય છે? જેમ જેમ વર્ષ જતાં જાય તેમ તેમ તે કદમાં મ્હોટું થતું જાય છે. તેના હાથ, પગ, શરીર બધું મ્હોટું ને વજનદાર થતું જાય છે. આમ શરીરનું કદ ક્યાંથી વધે છે? જે ખોરાક તે લે છે તેમાંથી પુષ્ટિ મેળવી આ કદ વધે છે. દર વખત ખાય ત્યારે શરીરમાં થોડો થોડો વધારો થતો જાય છે. જે ખોરાક તે લે છે તેમાંથી દરરોજ શરીર મ્હોટું મ્હોટું બંધાતું જાય છે."

વકીલે કહ્યું: "હાજી, તે તો સ્પષ્ટ સમજાય છે. પણ એક વાંધો છે. વીસ વર્ષ પછી શરીર વધતું અટકે છે, છતાં તે પછી પણ માણસ ખાવાનું તો બંધ નથી જ કરતો, તેનું શું કારણ? તે પછી તે ઉંચો વધતો નથી કે શરીરનું એકે અવયવ ખીલતું નથી તો એ વય બાદ તેને ખાવાનું શું પ્રયોજન છે? એકવીસમે વર્ષે હું પાંચ ફુટ ને પાંચ આંગળ ઉંચો હતો. આજે સાઠ વર્ષ થયાં તો હું સોળ ફુટ ત્રણ ઇંચ ઉંચો કેમ ન થાઉં? ત્યાર પછીના આ ચાલીસ વર્ષમાં દરરોજ ખાઉં પીઉં છું તો ખરો જ."

દાક્તરે ઉત્તર દીધોઃ " પ્રભુની રચના જ એવા પ્રકારની છે કે શરીર પુરેપુરૂં વિકસ્યા પછી આપણી ઉંચાઇ વધતી નથી. ઝાડ પણ બરાબર ઉંચું થઇ જાય તે પછી વધતું નથી. પણ પુરા શરીર વિકાસ પછી પણ આપણે ખાઇએ પીએ છીએ તેનું બીજું કારણ છે. જો કે આપણે જોઇ શકતા નથી, છતાં શરીર સતત ઘસાયે જાય છે. જેમ મીણબત્તી સળગાવીએ ને બળતાં તે ખુટતી જાય તે જ પ્રમાણે શરીર પણ ઘસાતું જાય છે. શરીરમાં પણ અગ્નિ સતત બળે છે, તેથી શરીર જીવતો ચુલો કહેવાય છે. "

વકીલે આશ્ચર્યથી પૂચ્છ્યું: " શું ? આપ એમ કહેવા માગો છો કે મ્હારૂં શરીર બળે છે ? જો એવું હોય તો ધૂમાડો કયાં છે ? यत्र यत्र वह्निः तत्र तत्र धूमः ॥

દાક્તરે ઉત્તર દીધો: " શરીર ધૂમાડા વગર જ બળે છે. બળતા લાકડામાંથી ધૂમાડો બહાર આવતો જુઓ છો તે એવું દર્શાવે છે કે લાકડાનો થોડો ભાગ બળ્યા વગરનો છે. હવામાં ઉડતો ધૂમાડો લાકડાના ઝીણા અણુઓ છે. લીલાં લાકડાં સૂકા કરતાં વધુ ધૂમાડો આપે છે. કેમકે તે સારાં બળતાં નથી. કોલસાના તાપમાંથી ઘણો જ ઓછો ધૂમાડો નીકળે છે. કેમકે તે વધુ સારી રીતે બળે છે. જો દારૂ બાળીયે તો ધૂમાડો જ ન થાય. પદાર્થ જેમ વધુ સારી રીતે બળે તેમ ધૂમાડો જ ઓછો થાય. શરીરમાં એવો સરસ અગ્નિ બળે છે કે ત્હમે ધૂમાડો જ જોતા નથી. અગ્નિ અંદર બળે છે. જ્યાં લગી માણસ જીવતો હોય ત્યાં સુધી તે સતત બળે છે ને તેથી જ બહારના પદાર્થ કરતાં શરીર ગરમ લાગે છે. મુડદું ઠંડુ હોય છે તેનું કારણ એ કે અંદર અગ્નિ બળતો નથી. જેમ માણસ વધુ કામ કરે તેમ શરીરમાં અગ્નિ વધુ બળે છે ને શરીર વધુ ગરમ થાય છે. ત્હમે શાન્ત કામ કર્યા સિવાય બેસી રહો તો એટલા જોરથી અંદર અગ્નિ બળતો નથી. હવે આપણે સૌ જાણીએ છીએ કે ઇંધણા—બાળવાના પદાર્થ વગર અગ્નિ બળી શકતો નથી.

બળતણ ન હોય તો અગ્નિ હોલાઇ જાય. લાકડાં, કોલસા કે તેલ કંઇક ઇંધન હોવું જોઇએ. આ ઇંધનરૂપ આપણો ખોરાક આપણા શરીરમાં આપણે લેવો પડે છે. દરેક પળે આપણા શરીરમાંથી ઘસાઇ જતો પદાર્થ પુરવા માટે આપણે ખોરાક લેવો જ જોઇએ. જો ખાવાનું જ—ખોરાક જ બંધ કરો તો દહાડે દહાડે ત્હમે દુબળા પડો છો કેમકે અંદર સતત્ અગ્નિ બળતો રાખવા માટે કંઇક ઇંધન જોઇએ. તેથી શરીરનો કોઇ ભાગ ખોરાકને બદલે ઇંધનરૂપ બને છે. ને તેથી જ શરીર દુબળું થતું જાય છે."

દિવાને કહ્યું: "સાચી વાત. ત્રીશ વર્ષ પહેલાં અહીં દુકાળ પડયો હતો તેમાં હજારો માણસોના હાડપિંજર જ રહ્યાં હતાં. કેમકે તેમનાં શરીરમાં કશો ખોરાક ન જવાથી શરીરના લોહી, માંસ, ચરબી ઇત્યાદિ બળતણરૂપે વપરાયું. પછી પણ ખોરાક ન મળવાથી તે મૃત્યુ પામ્યા."

દાક્તરે કહ્યું: "જ્યારે માણસને તાવ આવે છે ત્યારે તેનું શરીર હંમેશ કરતાં વધુ ગરમ થાય છે. અહીં પણ અગ્નિ ઝપાટાબંધ બળે છે. જો તાવ ન હઠે તો શેકાઈ જઇને તે મરી જાય."

ખજાનચીએ પૂછ્યું: "શું આ અગ્નિ મસ્તકમાં રહેતો હશે કે પેટમાં લાગતો હશે?"

દાક્તરે ઉત્તર આપ્યો "આ અગ્નિ આખા શરીર પર છે પણ ચુલો ફેફસામાં છે એમ કહીએ તો ચાલે. ફેફસામાં સૌથી ગરમ અગ્નિ બળે છે. શરીરનો બધો કચરો—રાખ લોહી દ્વારા હૃદયમાં લાવવામાં આવે છે ને ત્યાંથી ફેફસામાં જાય છે. ત્યાં તેનો અમુક પ્રકારનો વાયુ થાય છે જે શ્વાસ દ્વારા નાક વાટે બહાર નીકળી જાય છે. આ દેખી ન શકાય તેવો ધૂમાડો છે. જે હવા નાક દ્વારા અંદર લઇએ છીએ તેનાથી લોહી શુદ્ધ, તાજું ને ગરમ થાય છે ને તે આખા શરીર પર ફરી વળે છે ત્યારે દરેક ભાગને નવો ખોરાક મળે છે ને શરીરનો સઘળો ઘસાતો ભાગ હૃદયમાં

લઇ જાય છે. હૃદયમાંથી જે તાજું લોહી બધા શરીરના ભાગમાં ફરી વળે છે તે રાતું ચટક હોય છે અને હૃદયમાં પાછું આવતું લોહી કાળાશ પડતું હોય છે. આ કાળાશ શરીરના ઘસાતા ભાગની છે, જે બળેલો ભાગ શરીરના અંદરનો છે."

કુ. જયપાળે કહ્યું "આતો આશ્ચર્ય જેવું ગણાય. ખાવું કેમ તેનાં બે કારણ ત્હમે આપ્યાં. હવે બીજું કોઇ કારણ છે? જ્યારે ભૂખ લાગે ત્યારે શરીર શું એમ કહેતું હશે કે મ્હને ખોરાક આપો? કેમકે મ્હારો અગ્નિ બુઝાઇ જાય છે!"

દાક્તરે કહ્યું "એવુંજ છે. શરીર ખોરાકની માગણી કરે છે એટલેજ ભૂખ. માણસ જેમ વધુ ભૂખ્યો તેમ વધુ ચાંપતી માગણી થાય છે. બાળક ભૂખ્યુ થાય ત્યારે રડવા લાગે છે. મ્હોટો માણસ રડતો નથી પણ જ્યાં લગી તેના શરીરમાં ખોરાક ન જાય ત્યાં સુધી તેને ક્યાંઈ ચેન પડતુ નથી."

"ખોરાક શા માટે લેવો તેનું ત્રીજુ કારણ આપણને ગરમ રાખવાનું છે. આપણા શરીર કરતાં આસપાસની હવા ઠંડી હોય છે. આપણા શરીરમાંની ગરમી હવામાં સતત ઉડતી જાય છે તેથી અગ્નિ ચાલુ રાખવા આપણે બળતણ–ખોરાક જોઈએ. દરેક ચુલ.માં બળતણ બળી રહે કે તાપ મોળો પડે છે તેવું જ શરીરમાં પણ થાય છે. વળી સખ્ત મજુરી કરવા કે કંઈક કામ કરવા શક્તિ રહે તે માટે પણ ખાવું જોઇએ. દિવાન સાહેબના જેવા મગજનું કામ કરનાર કે સેનાપતિ જેવા ઘોડેસ્વારી, કવાયત જેવું શારીરિક કામ કરનાર અગર આ વકીલ જેવા વાતો કે દલીલો કરી જીભ ચલાવી બોલનાર હોય તે સૌ પણ અમુક વખત બાદ થાકી જાય છે. તાજા બળ વગર કામ થઇ શકતું નથી. એ બળ માત્ર ખાવાથીજ મળે છે, જે શક્તિ ચાલી ગઇ હોય છે તે ખોરાક લેવાથી નવી તાજી પેદા થાય છે. મગજનું કામ કરનારે શારીરિક કામ ન કરવું એમ ન સમજવું. શરીર નિરોગી રાખવા સૌએ મહેનત મજુરી કરવી જરૂરી છે."

દિવાને કહ્યું "સાચી વાત. શરીરના આરોગ્ય માટે મહેનતની જરૂર છે. સુદૃઢ બળવાન શરીરવાળાંનાજ શક્તિવાળાં મન હોય છે. એવું અમારા શિક્ષક કહેતા. શરીર સુદૃઢ હોય તો મગજ તથા મન સારૂં કામ કરી શકે."

દાક્તરે વળી કહ્યું: "આપણે શરીર સારૂં બળવાન રાખવા માટે પુરતો ખોરાક લેવો જોઇએ છતાં તે કરતાં વધુ કદાપિ ન લેવો જોઇએ. તે કરતાં વધુ ખોરાક લેવાથી પણ શરીરને હાનિ થાય છે. આપણું શરીર જેટલો ખોરાક પચાવી શકે તેટલોજ વાપરે છે. જો એથી વધુ ખોરાક લઇએ તો નકામો પડે ને એથી આપણે માંદા પડીએ. ગરીબ લોક વધુ ખોરાક લેતા નથી ને તેથી તે માંદા પણ પડતા નથી. તેમને વધુ ખોરાક મળતો પણ નથી પણ પૈસાદાર માણસો ખૂબ ખોરાક લઇ શરીરને હાનિ પહોંચાડે છે."

સેનાપતિએ કહ્યું "પણ મ્હારે કેમ જાણવું કે હવે પુરતું હું જમી રહ્યો છું. જો આપ સાથે હો તો પૂછી જોઉં કે હવે બસ થયું? કેમકે આપ આ બાબતમાં સઘળું જ્ઞાન ધરાવો છો."

દાક્તરે કહ્યું "તહમારા જોડે એક બીજા દાક્તર સતત રહે છે. ક્યારે ખાવું તથા ક્યારે ખાતાં બંધ થવું એ સૂચના એ દાક્તર ઉત્તમ રીતે આપે છે. તે ડૉ. ભૂખ છે. જ્યારે ભૂખ્યા હો ત્યારે જ ખાવ. જ્યારે ધરાયા લાગો ત્યારે ખાતા બંધ થાવ. જો આ નિયમ પાળો તો કદી માંદાજ ન પડો. થોડું ભૂખ્યા રહીને ઉઠવું તે વધારે સારૂં છે. વૃદ્ધ માણસો યુવાન જેટલો ખોરાક લઇ શકતા નથી. ખુરશી ટેબલ પર બેસી કામ કરનાર, વાંચવાનું લખવાનું કે હિસાબનું કામ કરનાર કે એવા બેઠાડુ કામ કરનાર ખુલ્લી હવામાં શારીરિક મહેનત કરનાર જેટલો ખોરાક લઇ શકતા નથી. શારીરિક મહેનત કરનારને વધુ ખોરાક જોઇએ."

૨૬.

## ખૂબ ચાવીને ખાવ.

ચોથે દહાડે દરબાર ભરાયો. તે વેળા પેલા વકીલ દોડતા દોડતા ઉતાવળા પસીનો લુછતા કચેરીમાં દાખલ થયા અને કુરનસ બજાવી પોતાને સ્થાને બેઠા. પછી તેણે રાજાજીને કહ્યું, "મ્હારે મોડું થયું તે માટે આપ માફ કરજો. આજે એક મુકદ્દમામાં મ્હારે હાજર થવાનું છે તેના કાગળ તપાસતાં મોડું થઈ ગયું. તેથી ઉતાવળે પેટમાં નાસ્તો નાંખતોકને અહીં એકદમ આવ્યો."

દાક્તરે વકીલના મુખ સામે જોઇ કહ્યું "આજે ત્હમને ઠીક જણાતું નથી. નાસ્તામાં આજે શું ખાધું? ને તે ખાતાં કેટલો વખત લાગ્યો?"

વકીલે ઉત્તર દીધો "ભાત ને દહીં ખાધાં છે અને ત્રણ ચાર કેળાં લીધાં. ખાતાં ત્રણ મિનિટથી વધુ વખત નથી લાગ્યો કેમકે આજે મોડું થશે એવી બ્હીક હતી."

"હવે પેટમાં કેમ જણાય છે?"

"મ્હને ઠીક નથી લાગતું. પેટમાં જાણે કોઇ ભારે પદાર્થ-સીસું રેડયું હોય તેવું લાગે છે."

"તેમાં તમારો જ દોષ છે. હવે રાજાજીની આજ્ઞા મેળવી જલદી ઘેર પાછા જાવ. નહિં તો ત્હમારી તબીયત વધુ ખરાબ થશે. ઘેર જતાં આ ચીઠ્ઠી મ્હારા નોકરને આપજો. તે તમને દવા આપશે. જે લઈ ઘેર જઇ સૂઇ જજો અને આરામ લેજો." આમ કહી વકીલને એક ચીઠ્ઠી લખી આપી જે લઇ રાજાજીની આજ્ઞા મેળવી તે ઘેર ગયો.

કુ. જયપાળે પૂછયું, "વકીલ આટલા શાથી માંદા પડી ગયા? ભાત દહીં ને કેળાં તો સાદો ખોરાક છે!"

દાક્તરે ઉત્તર દીધો "આમાં ખોરાકનો કશો દોષ નથી પણ જે રીતે ખોરાક લીધો તેનાથી જ તે માંદા પડયા છે. ત્રણ મિનિટમાં

ખાઇ લીધું એમ તેમણે કહ્યું. એનો અર્થ એ કે ચાવ્યા વગર તે બધો ખોરાક એમ ને એમ પેટમાં ઉતારી ગયા. તેને જે સીસું રેડ્યું હોય તેવું લાગે છે તે કેળાં છે. ભાત ને દહીં જેવો પોચો નરમ ખોરાક પણ સંભાળથી મોંઢામાં ચાવવો જોઇએ. આપણને એટલા જ ખાતર દાંત આપવામાં આવ્યા છે. ત્હમે કોઇ ખોરાક ગળા નીચે ઉતારો તે પહેલાં મોંઢામાં ચાવી મલાઈ જેવો નરમ માવો બનાવો. જ્યારે ચાવતા હો ત્યારે મોંઢામાં જે થુંક ઉત્પન્ન થાય તે સાથે ચાવેલા ખોરાકને જીભ વડે મેળવો. આ રીતે ખોરાક ચવાય ત્યારે ત્હમને ખબર પણ નહિં પડે એમ તે ગળા નીચે ઉતરી જશે. ત્રણ મિનિટને બદલે વકીલે વીસ મિનીટ લેવી જોઇતી હતી. મહારાણી વિકટોરયિાનો એક પ્રખ્યાત પ્રધાન ગ્લેડસ્ટન હતો. તે વૃદ્ધ થયો ત્યાં સુધી ખૂબ તંદુરસ્ત હતો. તેને જ્યારે કોઈ પૂછતું કે 'ત્હમે આટલા નીરોગી ને તંદુરસ્ત શાથી થયા?' ત્યારે તે કહેતો કે હું દરેક કોળીઓ બત્રીસવાર ચાવું છું ને પછી જ ગળે ઉતારૂં છું.' જેને દાંત ન હોય તેણે પોચો ખોરાક લઇ તે પણ મ્હોંમાં મમળાવ્યા કરી થુંક સાથે સારી રીતે મિલાવ્યા પછીજ ગળા નીચે ઉતારવો જોઇએ."

દિવાને કહ્યું "મ્હને યાદ છે કે મ્હારો એક બાર વર્ષનો પુત્ર આ વકીલની માફક એક વાર અતિ ઉતાવળે ખાવાથી માંદો થઇ ગયલો. તેણે સવારે પોતાના પાઠ કર્યા. લખવાનું આપેલું તે બધું લખી કાઢ્યું. પછી નિશાળનો વખત લગભગ થવા આવ્યો. તેથી નિશાળનું મોડું થશે તે બ્હીકે ઝપાટાબંધ નાસ્તો કર્યો જેમાં ભાત, દૂધ અને સીતાફળ ખાધાં. તેની બાએ તેને ધીમેથી જમવા ટકોર કરી. પણ તેણે કહ્યું 'હું મોડો જાઉં તો શિક્ષક કોપે ભરાય' એમ કહી બહુ ઉતાવળથી તેણે ખાઇ લીધું. પણ નિશાળે પહોંચ્યા પછી ત્યાં પેટમાં પીડા થવાથી તરત ઘેર પાછા આવવું પડયું હતું."

દાક્તર બોલ્યા "સાચું છે. જો ત્હમને પુરૂં જમવા વખત

ન હોય અને થોડુંક જમવા જેટલો વખત જ હોય તો થોડુંક જ ખાવ પણ ખુબ ચાવીને ખાવ. પાછી ભૂખ લાગે ને વખત મળે એટલે પુરું જમી લેજો.

રાજાજીએ પૂછ્યું " પણ હજુ એક વાત બરાબર ન સમજાઇ. તમે ખોરાકના ચાર વર્ગ પાડી દરેક પ્રકારના પદાર્થ લેવા કહ્યું પણ મ્હને પસંદ હોય ને રૂચિ હોય તે એક પ્રકારનો ખોરાક દાખલા તરીકે-દાળભાત લઉં તો શું થાય ? '

દાક્તરે ઉત્તર આપ્યો " દરેક પ્રકારના ખોરાકની શરીરને જરૂર છે. બાળવય ને યુવાનીમાં શરીરની વૃદ્ધિ તથા સુદૃઢ બંધારણ અર્થે દૂધ તથા પ્રાણીજન્ય ખોરાકની જરૂર છે. જેથી ન્હાનપણમાં બળવાન બનાય. એથી જ એ વયમાં પ્રાણીજન્ય ખોરાકની ઘણી અગત્ય છે. જો બ્રાહ્મણ કે વૈશ્ય હો અને માંસાહાર, માછલી, ઇંડા ઇત્યાદિ ન લઇ શકો તો દૂધ, દહીં, છાશ, મલાઇ, ઘી, માખણ ઇત્યાદિ સારી રીતે લેવું. સાકર તથા મેંદાવાળા પદાર્થથી શરીરની ગરમી બરાબર ટકી રહે છે અને શરીર કામ કરવા લાયક મજબુત બને છે. ચરબી પણ શરીરની ગરમી ટકાવી રાખે છે તથા તેને પાતળું થતું અટકાવે છે. પૃથ્વીના ઉત્તર ભાગ જેવા અતિ ઠંડા દેશોમાં માછલીનાં તેલ તથા ચરબી એટલા જ કારણસર ખુબ ખાવાં પડે છે. ગરમ દેશમાં રહેનારને ચરબીની આટલી બધી જરૂર પડતી નથી. આ ઉપરાંત તાજાં શાક તથા ફળફળાદિ પણ ખાવાની જરૂર છે, કેમકે એથી શરીર તંદુરસ્ત રહે છે. આ શાક ને ફળોમાં ક્ષાર અને ખોરાક પચાવવામાં મદદરૂપ ખટાશ, તુરાશ ઇત્યાદિ ભરેલાં હોય છે."

કું. જયપાળે કહ્યું: " મ્હેં કેટલાક પુસ્તકોમાં વાંચેલું યાદ છે કે અમેરિકાખંડ શોધી કાઢનાર કોલમ્બસ જેવા લાંબી દરિયાઈ સફર કરનાર ખલાસીઓને ' સ્કર્વી ' નામનો રોગ થઇ જતો. કેમકે એ આખી લાંબી સફરમાં જોઇએ ને સારાં રહે તેટલાં તાજાં ફળ ને શાક તરકારી વહાણમાં ભરી રાખવાનું એ વેળા શક્ય નહોતું. આ

કારણથી ખલાસીઓ ઘણીવાર ગુજરી જતા. હાલના સમયમાં તો બહુ મ્હોટાં વહાણ તથા આગબોટોમાં તાજાં ફળ ને શાક તરકારી પુરતાં સાથે રાખવામાં આવે છે."

દાક્તરે કહ્યું: "હાજી, જો શરીરને બળવાન તથા નિરોગી રાખવું હોય તો દરેક પ્રકારના ખોરાક થોડા થોડા ખાવા જ જોઇએ. પણ સ્વાદીષ્ટ હોય છતાં શરીરને નુકસાન કર્તા અગર નઠારી વસ્તુ કદી ન લેવી જોઇએ."

રાજાજી બોલ્યા: "હવે આજે દરબાર બરખાસ્ત કરીએ. ખોરાક કેવો લેવો અને તે કેમ લેવો તેની આજે ઠીક ચર્ચા થઈ. હવે આવતી કાલે પેય પદાર્થના સંબંધમાં ચર્ચા થાય તો સારૂં."

દાક્તરે કહ્યું: "ભલે, સાહેબ આવતી કાલે એ વિષય છણીશું."

## ૨૮.

## શરાબ ઝેરરૂપ છે.

બીજે દહાડે દરબાર ભરાયો તે વેળા રાજાજીએ દાક્તરને પૂચ્છયું: "પરમ દહાડે રાજા સાયરસની વાત સાંભળી તેપરથી શરાબ કેવી ખરાબ વસ્તુ છે તે જાણ્યું. આજે એ વિષે વધુ કહેશો ? એવી દારૂની ખરાબ અસર માણસપર શાથી થતી હશે ? ઘેનવાળી વસ્તુઓ તો અનેક છે. પણ માણસને ભાન ભૂલાવી દે તેવું દારૂમાં શું છે ? સાયરસે કહેલું 'તેમાં ઝેર છે.' શું તે વાત સાચી છે ?"

દાક્તરે ઉત્તર આપ્યો: "તે અક્ષરે અક્ષર સત્ય છે. ઝેર ઘણાં પ્રકારનાં થાય છે. કેટલાંક એવાં છે કે જે લેતાવેંત એક બે મિનિટમાં માણસના પ્રાણ હરણ કરે છે. કેટલાંક ધીમે ધીમે અસર કરે છે. તેમાં થોડાંક તો એવાં છે કે દેખીતી રીતે કશી અસર કરતાં લાગતાં જ નથી. પણ જો તે વધુ વધુ લીધે રાખે, તો છેવટ તે પણ પ્રાણહારક બને છે. કેટલાંક ઝેર માણસને ગાંડા બનાવી દે છે. માણસ તેનાથી મૃત્યુ ન પામે પણ તે ભાન ભૂલી જાય છે. કેટલાંક ઝેર

વધુ પ્રમાણમાં લેવાથી વિષરૂપ બને છે અને થોડા પ્રમાણમાં લેવાથી તે દવાની ગરજ સારે છે; આવાં ઝેર દર્દીઓને ડાક્તરો આપે છે. કેટલાંક ઝેર એવાં છે કે જે માણુસના પ્રાણુ હરણુ એકદમ કરતાં નથી પણુ માત્ર તેને મૂર્ખ અક્કલહીન કરી દે છે. આમાંનું એક ઝેર તે આસવ ( alcohol ) છે. દ્રાક્ષાસવ, મહુડાનો દારૂ, જવનો દારૂ, તાડી ઇત્યાદિ બધા મદ્યમાં થોડો કે વધુ આસવ હોય છે."

દિવાને પૂચ્છયું: "એ આસવ કેવો દેખાય છે? તેનો સ્વાદ કેવો હોય? તેની વાસ કેવી આવે છે?"

દાક્તરે ઉત્તર આપ્યો: "ચોકખા આસવનો રંગ જ હોતો નથી. પણુ તે પાણી જેવો પ્રવાહી હોય છે. સ્વચ્છ પાણીને વાસ હોતી નથી પણુ આ આસવની અમુક પ્રકારની વાસ આવે છે. જો તે ચાખો તો અગ્નિની જેવી જીભપર બળતરા ચાલે છે. તે પાણી માફક તૃષા છીપાવતો નથી. જો તેનાપર સળગતી દીવાસળી ધરીએ તો તેનો ભડકો થઇ તે બળી જાય છે. બાળવાના કામમાં વપરાતો 'મેથિલેટેડ સ્પિરિટ' તેનું એકરૂપ છે."

રાજાજીએ કહ્યું: "જો એવું હોય તો તેને ઝેર કહો છો તેમાં કંઇ નવાઇ નથી. હું ધારૂં છું કે માણુસ ચોકખો આસવ પીએ તો તે મરી જાય; તેનું મોઢું, ગળું ને પેટ દાઝી જાય."

દાક્તરે કહ્યું: "જરૂર, એમ જ થાય. તેથી જ કોઇ ચોકખો આસવ પીતું નથી. જે જે જલદ પેય શરાબ ગણાય છે તે બધામાં આસવ મ્હોટા પ્રમાણુમાં હોય છે. આવા શરાબપર સળગતી દીવાસળી ધરીયે તો તેનો એકદમ ભડકો થઇ તે બળી જાય. આવા આસવને 'સ્પિરિટ' કહે છે. જેમાં આસવ ઓછો હોય તે આમ બળતા નથી. દાખલા તરીકે જવનો દારૂ કે તાડી આમ સળગી ઉઠતા નથી."

સરદારે પૂચ્છયું: "આવા જોરદાર શરાબમાં આસવ કેટલો આવતો હશે?"

દાક્તરે ઉત્તર દીધો: "જવના દારૂમાં આસવ ઓછો હોય છે. સો ભાગમાં ચારથી આઠ ભાગ આસવ હોય છે. પણ 'સ્પિરિટ' માં તો આસવ અર્ધો અરધ હોય છે. તેથીજ માણસો તેમાં પાણી ભેળવી તેને નરમ બનાવે છે. પાણી ભેળવેલ શરાબ ચોકખા શરાબ જેટલું નુકસાન કરતો નથી. પણ હંમેશાં લેવામાં આવે તો આવો નરમ શરાબ પણ ખૂબ નુકસાન કરે છે."

રાજાજીએ પ્રશ્ન કર્યો: "આવી બધી પેય વસ્તુઓ ખોરાક તરીકે કામની છે? જો એ રીતે ઉપયોગની ન હોય તો લોકો તે શામાટે લેતા હશે?"

દાક્તરે જવાબ આપ્યો: "લોકોને તેનો સ્વાદ ગમે છે, માટે તેઓ તે પીએ છે. ખોરાક તરીકે આવાં પેય કોઈ કામનાં નથી. કેમકે તે આપણા શરીરની વૃદ્ધિ થતી અટકાવે છે, અગર ઘસારો થાય તે પુરતા નથી, અગર શરીરમાં બળ વધારતાં નથી. તેમાં નથી મેંદો કે ચરબી. માત્ર તેમાં થોડી સાકર હોય છે. ઉલટાં તે સાચા ખોરાકને લોહી સાથે મળી જતાં અટકાવે છે. તેથી શરીરને નુકસાન થાય છે. તે તરસ છીપાવતાં નથી પણ ઉલટી વધુ તૃષા ઉત્પન્ન કરે છે. કેમકે પાણી શોષી લેવાનો ગુણ તેનામાં છે. જ્યારે આપણે પાણી પીઈએ ત્યારે તે પેટમાં ખોરાક સાથે ભળે છે, અને ખોરાકનું લોહી બનાવવામાં મદદરૂપ બને છે. આસવ તે કામ કરતાં નથી. ઉલટા શાકભાજીમાંથી પાણી શોષી લઇ તેને કઠ્ઠણ કરે છે તથા ખોરાક તરીકે અયોગ્ય બનાવે છે, તેથી જ જલદ શરાબ પીનારા આખો દહાડો તરસ્યા ને તરસ્યા જ હોય તેમ તેને લાગે છે."

કુ. જયપાળે પૂછ્યું: "આસવ બીજી કોઇ ખોટી અસર શરીરપર કરે છે? આપે કહ્યું કે તે એક પ્રકારનું ધીમું ઝેર છે તે શું સાચું છે? શરીરમાં તે ઝેરરૂપ કેમ બને છે?"

દાક્તરે જવાબ આપ્યો: "આસવ શરીરને અનેક રીતે નુકસાન કરે છે. પ્રથમ તો યુવાનોમાં તે શરીરની વૃદ્ધિ થતી અટકાવે છે. જો તેઓ તેનું કોઇ રૂપમાં સેવન કરે તો તેઓ ઉંચાને મ્હોટા થઇ

શકતા નથી; તે દુબળાને ઠીંગણા રહે છે. કોઈ પણ ઝાડનું બીજ વાવ્યું હોય તેને સો ભાગ પાણીમાં એક ભાગ આસવ નાંખીને પાઇએ તો તેનું બીજ તુરત બળી જાય છે. જો ઉગતા રોપને તે પાઇએ તો તેની વૃદ્ધિ થતી અટકે છે. જો આસવવાળાં પાણીમાં માછલી મૂકીએ તો તે પણ થોડા સમયમાં મરી જાય છે. જો ન્હાનાં કુરકુરીયાં કે બિલાડીના બચ્ચાંને આવું આસવવાળું પાણી પાઈએ તો તે પણ મ્હોટાં ને મજબુત થતાં નથી. કેટલાક મૂર્ખ દારૂડીયા પોતાના બચ્ચાંને થોડો થોડો દારૂ પાય છે તો તે છોકરાં હમેશાં ઠીંગણા, દુબળાં ને કૌવત વગરનાં થાય છે."

દિવાને કહ્યું: "એ તો ઘણું ખોટું કહેવાય. દારૂડીયો જાણે છે કે શરાબ હાનિકર્તા વસ્તુ છે, તેથી પોતાના બાળકોને એ દુષ્ટ વસ્તુથી બચાવવા કેમ પ્રયત્ન ન કરે? આ ઉપરાંત મ્હોટાં માણસોપર બીજી કંઇ અસર થતી હશે?"

દાક્તરે ઉત્તર દીધો: "દારૂડીયાનું શરીર નબળું થાય છે. રોગ સામે થવાની શરીરમાં જે નૈસર્ગિક શક્તિ છે તે દારૂડીયામાં રહેતી નથી. એ તો મ્હારો પણ અનુભવ છે કે મ્હારા જે ક્ષય જેવા રોગના દર્દીઓ હોય છે, તેમાંથી શરાબખોર દર્દી બમણા મરે છે. શરાબખોરના ગડગુમડ કે જખમ રૂઝાતાં ઘણો વખત લાગે છે. જ્યારે દારૂ ન પીનારને આવા દર્દમાં જલ્દીથી રૂઝ આવી જાય છે. આનું કારણ માત્ર એટલુંજ કે દારૂડીયાનું લોહી આસવને લીધે બગડી ગયું હોય છે."

મંત્રીજીએ કહ્યું: "આ વાતનો એક દાખલો ઇતિહાસમાં પણ અતિ પ્રસિદ્ધ છે."

કુ૦ જયપાળ: "ત્યારે તે વાત સંભળાવો તો આનન્દ થશે,"

રાજાજીએ કહ્યું: "આજે તો હવે વખત નથી. કેટલાંક જરૂરી કામ કરવાનાં છે. માટે આવતી કાલે આપણે સૌ અહીં મળશું ત્યારે મંત્રીજી તે વાત કહેજો. આજે દરબાર બરખાસ્ત કરો."

દરબાર બરખાસ્ત થયો અને સૌ ઘેર ગયા.

૨૯.

## સિકન્દર બાદશાહનો એક પ્રસંગ.

બીજે દહાડે દરબાર ભરાયો. સૌ હાજર થઇ ગયા પછી રાજાજી પધાર્યા. તેમણે મુખ્ય મંત્રીને ગઈ કાલે સૂચવેલી વાત કહેવા ફરમાવ્યું. મંત્રીએ ઇતિહાસનો તે પ્રસિદ્ધ પ્રસંગ વર્ણવવા માંડયો:—

"ઇરાનના રાજાઓના ઇતિહાસના એક પુસ્તકમાં મ્હેં આ વાત વાંચી છે. ગ્રીસના મેસિડોનીયાનો રાજા મહાન સિકન્દર મહારાજા સાયરસ કરતાં પણ ઘણો પ્રખ્યાત થઇ ગયો. તે ઘણો કળાબાજ અને શૂરો બાદશાહ હતો. વીસ વર્ષની ઉમ્મરે તે ગાદીએ બેઠો હતો. એ વેળા ઇરાની મહારાજ્ય ઘણું વિશાળ હતું. પણ ઇરાનીઓ અગાઉના જેવા સાદા રહ્યા નહોતા. ત્યાંના રાજાઓ માલમલીદા ઉડાવતા, ઉંચા પ્રકારના શરાબ પીતા અને વિલાસી જીવન ગાળતા. સિકન્દર બાદશાહ ગ્રીક લોકનું મ્હોટું સૈન્ય લઇ એશિયામાં ઉતરી પડયો ને તેણે ઇરાનનું મહારાજ્ય જીતી લીધું. હિંદ પર પણ આક્રમણ કરેલું. છતાં તે પંજાબથી આગળ વધ્યો નહોતો. સિકન્દર બાદશાહ સામાન્ય સિપાઇની માફક રહેતો. તે પગપાળો યુદ્ધ કરતો. આખું સૈન્ય તેના પ્રત્યે પ્રીતિ તથા ભક્તિભાવ રાખતું. એક વાર એક મહાન યુદ્ધમાં જ્યારે બધા સૈનિકો થાકી ગયા હતા અને સૌ તરસ્યા થવાથી હેરાન હેરાન થઇ ગયા હતા ત્યારે મુસ્કેલીથી પ્રાપ્ત કરેલું થોડુંક પાણી પોતાના બખ્તરના ટોપમાં ભરીને એક સિપાઇ લઇ આવ્યો ને બાદશાહ પાસે ધર્યું. બાદશાહે તે પીવાની ના પાડી અને ભૂમિ દેવતાને અંજલી અર્પી ટોપ ઉંધો વાળી પાણી ઢોળી દીધું ને કહ્યું: "મ્હારા સિપાઇઓ સૌ તરસ્યા છે અને હું શું પાણી પીઉં ? હું પણ તૃષાનું દુઃખ તેમની જોડેજ સહન કરીશ." આટલો તો તે બાદશાહ સમભાવી હતો. પણ વખત જતાં અનેક વિજયો પ્રાપ્ત કર્યા બાદ તેનો સ્વભાવ ફરી ગયો. એજ બાદશાહ અભિમાની તથા જક્કી થયો. ઇરાનના રાજાની અતિ ખૂબસુરત રાજકન્યા જોડે તેણે લગ્ન કર્યું. ઈરાનના સરદારો રોજ તેની ખુશા-

મત હદથી જ્યાદે કરતા. તેથી ખુશામતથી તે ટેવાઇ ગયો. તેઓ બધા તેને મ્હોટો દેવ કહેતા. મઘમઘતી મિઠાઇઓ ને માલમલીદા તેણે ઉડાવવા માંડયા. તેના દરબારમાં ભાતભાતના શરાબની તો નદીજ વહેતી થઇ. એક વાર સૌથી વધુ શરાબ પીએ તેને મ્હોટું ઈનામ આપવાનું પોતે જાહેર કર્યું. એ ઇનામ એક સરદારે મેળવ્યું. મદ્યના મ્હોટા આઠ સીસા ભરી તે ભર દરબારમાં ગટગટાવી ગયો પણ બે દહાડામાં મૃત્યુ પામ્યો. આ હરીફાઇમાં બીજા ચાળીસ સરદારોએ પણ ભાગ લીધો હતો તે બધા પણ એક અઠવાડિયામાં ગુજરી ગયા.

"બીજી એક મીજબાની વેળા બાદશાહ સિકન્દરે પોતે ખુબ દારૂ પીધો હતો. તે વખતે થાસ નામે એક ગ્રીક સ્ત્રી ત્યાં આવી. તેને ઇરાનીઓ પ્રત્યે બહુ ઘૃણા હતી. તે બોલી, "ઇરાનના મહારાજા ઝર્સિસના રાજ્ય મહેલને આગ લગાડશો તો ત્હમારી કીર્તિ અમર થશે." આ વેળા બાદશાહ તથા અમીરો શરાબમાં ચકચુર હતા. તે બધાએ હાથમાં દીવીઓ ઉપાડી તે રાજમહેલને આગ લગાડી. એથી ત્યાંનું સુન્દર કોતરકામ તથા અમૂલ્ય ખજાનાનો ને પુસ્તકોનો નાશ થયો. આ બનાવથી ઘણા ગ્રીક સરદારો નારાજ થયા.

એક વેળા મિજબાનીમાં બાદશાહ સિકન્દર જ્યારે શરાબથી ભાન ભૂલ્યો હતો ત્યારે કેટલાક ઇરાની અમીરોએ તેને દેવ કહી સંબોધન કર્યું. તેથી તે અંત્યત ખુશી થયો ને બોલ્યો, "હા, હું દેવ છું. મ્હારા પિતા સ્વર્ગના રાજા ઇન્દ્ર દેવ છે." એક શૂરો ગ્રીક–બાદશાહ સિકન્દરનો મિત્ર ત્યાં હાજર હતો તે આ સાંભળી ગુસ્સે થયો ને બોલી ઉઠયો, "મહારાજ, આપના પિતા ઇન્દ્ર નહિ પણ ગ્રીસના રાજા ફીલીપ હતા. શું આપ તે નરેન્દ્રના પુત્ર કહેવરાવતાં શરમાઓ છો ?" સિકન્દરે તેને બોલતાં બંધ થવા ફરમાવ્યું. પેલાએ નિડરતાથી કહ્યું: "હું સ્વતંત્ર ગ્રીક છું. હું ઇરાની ગુલામ નથી, માટે હું તો મોંઢા મોંઢ સાચુંજ કહેવાનો. પેલી લડાઇમાં અણિની વેળાએ મ્હેંજ ત્હમારૂં જીવન બચાવેલું. આપ રાજા છો તે સાચું પણ અંતે તો

આપ મનુષ્ય છો. દેવ નથી." આ શબ્દોથી બાદશાહ સિકન્દર ક્રોધાન્ધ બન્યો અને પોતાના આ ગ્રીક મિત્ર ક્લિટોસને એક બાણથી વીંધી ત્યાંજ મારી નાંખ્યો. જ્યારે શરાબનું ઘેન ઉતરી ગયું ને સિકન્દર ભાનમાં આવ્યો ત્યારે પોતાના હાથે શું બની ગયું તેનો ખ્યાલ આવ્યો. પોતાના પ્રાણ બચાવનાર મિત્રનું પોતે ખૂન કર્યું હતું, એથી તેને પારાવાર શોક થયો. માથા કૂટયાં. ખૂબ પસ્તાવો કર્યો. પણ શરાબખોરીએ આ નખોદ વાળ્યું હતું તે અન્યથા કેમ થાય?

"આ મહાન સિકન્દર બાદશાહે ઘણા દેશો જીત્યા હતા. ને ઘણા શહેરો વસાવ્યા હતા, જેમાનું એક હાલ પણ હૈયાત છે. તે તેના નામ પરથી વસેલું ઇજીપ્તનું મહાન પાટનગર બંદર અલેક્ઝાન્ડ્રિયા છે. આ સિકન્દર બાદશાહને એક ન્હાનું એવું મચ્છર કરડવાથી તેનું મૃત્યુ બત્રીશ વર્ષની ભર યુવાનીમાં થયું. તે બાદશાહના વિદ્વાન દાક્તરોએ મચ્છર કરડવાથી મેલેરિયા કેમ થાય છે તેનું રસિક બ્યાન આપ્યું છે. આજે તો તે વાત એક છોકરૂં પણ જાણે છે. તે બાદશાહ મેસોપોટેમિયાનું મહાન પ્રસિદ્ધ નગર બેબિલોનીયાને રાજધાની બનાવવા માગતો હતો. તેથી ત્યાં પોતાને રહેવા વાસ્તે ભવ્ય મહેલ બંધાતો હતો તેનું કામ તપાસવા તે ગયેલ. યુફ્રેટિસ નદીના ભેજવાળાં કિનારા પર ખૂબ મચ્છરો થાય છે. પોતે તેના કાંઠા પર તંબુઓ નંખાવી ત્યાં ઉતર્યો હતો. રાત્રે ખાણું લઇ ખૂબ શરાબમાં ચકચૂર બની પોતાના તંબુમાં સૂવા ગયો ત્યાં તેને મચ્છર કરડયાં ને એક બે દહાડામાં મેલેરિયા તાવ લાગુ પડયો. દરરોજ શરાબ લેવાથી તેનું લોહી તો બગડી જ ગયું હતું અને કોઇ રોગ સામે થવાની તાકાત રહી નહોતી. દિવસે દિવસે શરીર ખરાબ થયું ને છેવટ ગુજરી ગયો."

રાજાએ પ્રશ્ન કર્યો. "જો તે શરાબખોર ન હોત તો તે બચી જાત એમ તમે માનો છો?"

દાક્તરે ઉત્તર દીધો, "ખાત્રી તો એમ ન અપાય પણ તેની બત્રીસ વર્ષની વય એટલે ચડતું લોહી ગણાય. તેથી સાજા થવાનો પુરો સંભવ હતો. પણ દારૂડીયાની ઘણી ઓછી આશા રખાય. વળી દારૂથી થતું બીજું અનિષ્ટ પણ કહું. કેટલાય રોગ એવા છે કે જે પિતા તરફથી પુત્રને જન્મથી જ વારસામાં મળે છે. દારૂનું વ્યસન જ એવો રોગ છે. દારૂડીયાના છોકરાને પણ દારૂની તલપ લાગે છે, જ્યારે અન્ય છોકરાને તેવી ઇચ્છા જ થતી નથી. આમ દારૂડીયો જાતેજ ખરાબ થાય છે તેમ નહિં પણ પોતાના સંતાનનું પણ ભવિષ્ય બગાડે છે ને તેનું આરોગ્ય બગાડે છે.

"બાદશાહ સિકન્દર મેસિડોનીયાના રાજ્યના સ્થાપક ફિલીપ રાજાનો પુત્ર હતો. એ ફિલીપ અઠંગ દારૂડીયો હતો. ફિલીપ એટલો બધો દારૂ પીતો કે ગાંડો બની જઈ યુદ્ધ ભૂમિપર મડદાં વચ્ચે નાચતો તથા કૂદતો ફરતો. એક વખત એક ગરીબ બાઈ તે રાજા પાસે ન્યાય માગવા આવી. પણ એ વખતે ફિલીપ એવો પીધેલો હતો કે તે બાઈની ફર્યાદ કશી તે સાંભળી શકે તેમ નહોતું. તેથી બાઈએ નિડરતાથી કહ્યું: અત્યારે આપ પીધેલા છો, મહારાજા, આપ ભાનમાં આવશો ત્યારે હું આપની પાસે ફરીથી આવીશ. પીધેલા ફિલીપ પાસે હું અરજ નથી કરતી. આપ ગંભીર બનશો ત્યારે જ આપ ખરા ફિલીપ રાજા થશો ને તે વેળા મ્હારી અરજ કરીશ."

આ પછી તે દહાડનો દરબાર બરખાસ્ત થયો.

## ૩૦.
# કેફી પદાર્થો.

વળતે દહાડે પાછો દરબાર ભરાયો. ખજાનચી સિવાય કેટલાક અન્ય સજ્જનો પણ શરાબ લેતા તે બધા આ વાતો સાંભળી ચોંકી ગયા. આજે રાજાજીએ દરબારમાં આવી પ્રથમ જ આ વિષય છેડયો ને કહ્યું: “ મ્હારી પ્રજામાં દહાડે દહાડે દારૂની ખપત વધતી જાય છે તે જોઇ હું ચોંકી ઉઠું છું. આ બુરી ટેવ કેમ અટકાવવી એ પ્રશ્ન મ્હને મુંઝવી રહ્યો છે. આ સર્વ વાતો ડૉ. સીતારામે કહી ત્યાં લગી તે આટલી નુકશાનકર્તા હશે એવો મ્હારો ખ્યાલ નહોતો. મરકી, શીતળા, કોલેરા, મેલેરિયા અને ક્ષય જેવા પ્રાણઘાતક રોગ અટકાવવા આ દેશમાં આપણે બનતું કર્યું છે. પણ આ દારૂ તો સૌથી ભયંકર રોગ ગણાય. તે અટકાવવા બનતું કરી છૂટવાની આપણી પહેલી ફરજ છે. પણ દાક્તર સાહેબ, કોઇ રાજાએ પોતાની પ્રજામાં દારૂનો નિષેધ કરવા કંઈ કર્યું હોય તેવો કોઇ દાખલો આપ જાણો છો ? ”

દાક્તરે કહ્યું: “ હાજી, હમણાં જ બનેલો પ્રસિદ્ધ દાખલો હું આપું. હમણાં જ યુરોપખંડમાં જર્મનો તથા અંગ્રેજ, ફ્રેન્ચ ને રૂષિયનો વચ્ચે લડાઈ જામી હતી; તેમાં બન્ને પક્ષે તુમુલ યુદ્ધ જામેલું અને અનેક સીતમો ગુજરેલા. અતિ વિશાળ સામ્રાજ્યના અધિપતિ રૂષિયાના ઝાર ત્યાંના બાદશાહ હતા. તે બહુ પરાક્રમી તથા ભલા રાજ્યકર્તા હતા. પોતાની રૈયતનું બનતું શ્રેય કરતા. સેંકડો વર્ષથી રૂષિયાના લોક ‘વોડકા’ નામનો જલદ દારૂ પીતા. આ ‘વોડકા’ પર સખ્ત કર હતો છતાં તેના વેચાણથી તથા તે કરથી રૂષિયાના ખજાનામાં કરોડો રૂપિયાની આમદાની થતી. પણ એ શરાબથી લોકના શરીરને હાનિ પહોંચે છે, તેનો વિચાર કરી એક ફરમાન કાઢી રૂષિયામાં એ દારૂ જ બંધ તો બાદશાહે બંધ કરાવ્યો, જો કે તેથી કરોડો રૂપિયાની આમદાની ઘટી પણ પ્રજાનું શ્રેય વિચારી બાદશાહે આ પગલું લીધું હતું. ”

દિવાને પૂછ્યું: “પણ લડાઇ જોડે તેને શો સંબંધ છે?”

દાક્તરે ઉત્તર દીધો “લડાઇ જોડે તેને ઘણો સંબંધ છે. ઝારને લાગ્યું કે સૈનિકો ‘વોડકા’ ન પીએ તો ઘણી સારી રીતે લડી શકે. તેથી જ એ શરાબ બનતો ત્યાં બંધ કરાવ્યો. વળી અમેરિકાના પ્રસિદ્ધ દેશ યુનાઇટેડ સ્ટેટસમાં પણ સરકારી કાયદાથી કોઇ પણ પ્રકારનો દારૂ બનાવવાની, વેચવાની કે પીવાની મનાઈ કરી છે. હિન્દના દેશી રાજ્યોમાં પણ ભાવનગર, પાલીતાણા વગેરે કેટલાંક દેશી રાજ્યોમાં પણ કાયદાથી દારૂ વેચવાની કે પીવાની મનાઇ કરી છે. ને જે તે કાયદાનો ભંગ કરે તેને સખત નસીયત થાય છે.”

સેનાપતિ આ બધી વાત રસપૂર્વક સાંભળતા હતા તે બોલ્યા “હિન્દમાં અગાઉ કદી દારૂ નિષેધ થયેલો?”

દાક્તરે ઉત્તર દીધો: “હું હિન્દનો ઇતિહાસ શીખતો હતો ત્યારે બાદશાહ બાબરની એક વાત વાંચી હતી. તે પહેલો મોગલ શહેનશાહ સદ્‌ગુણી ને શૂરો હતો. તે મુસલમાન હતો છતાં તેને શરાબનો શોખ હતો. મુસલમાની શરેહ મુજબ દારૂ હરામ ચીજ છે. એક વાર રજપુતો સાથે લડતાં બાબર ભયમાં આવી પડયો. બહાદૂર, બળવાન સૈન્ય વચ્ચે તે ઘેરાઈ ગયો. મહાન યુદ્ધ થવાનું હતું. તેમાં જો તે હારે તો સઘળુ ગુમાવી બેસવાનો સંભવ હતો. શરાબની મશકોથી લાદેલો ઉંટનો કાફલો તે વેળા બાબરની છાવણીમાં આવી પહોંચ્યો. બાબરના સરદારો તેની રાહ જ જોઇને બેઠા હતા પણ બરાબર એજ વખતે બાબરે નિમાજ પઢવા શેત્રંજી પાથરી. નિમાજ પછી વિજય માટે અલ્લાહ તાલાહની બંદગી કરી અને એજ વખતે શરાબનું એક ટીપુ સરખુ ન લેવા શપથ લીધા અને આવેલ શરાબની મશકો ઢોળાવી નાંખી. કુરાને શરીફનું ફરમાન સૈનિકો તથા સરદારો પાસે વંચાવ્યું અને બધા મુસલમાન સૈનિકો તેના પર આફ્રિન થયા. તે સૌને લાગ્યું કે અલ્લાહ તેમની ભેરે છે તેથી બહાદુરીથી સૌ લડયા અને વિજય પ્રાપ્ત કર્યો.”

સેનાપતિએ કહ્યું "પણ મ્હેં તો એમ સાંભળ્યું છે કે સૈનિકોને યુદ્ધ વેળા થોડો થોડો દારૂ પાયો હોય તો તેઓ શૌર્યમાં આવી જોસથી લડે છે. માટેજ કેટલાક સેનાપતિઓ સૈનિકોને દારૂ, ભાંગ કે એવા માદક પદાર્થ ખાસ કરી યુદ્ધ વેળાએ ખાસ આપે છે કે જેથી તેઓ જોસથી લડે."

દાક્તારે ઉત્તર આપ્યો "પણ એ ભૂલ છે. આ સમયમાં કોઇ સેનાપતિ એવી ભૂલ કરતો નથી. આખા શરીરની તથા મનની શક્તિ શરાબ મોળી પાડી દે છે. જેથી તનમન બરાબર કામ કરી શકતાં નથી. આ વાત ઘણા પ્રયોગો પછી સાબીત થઇ છે. રસ્તો બાંધવાનું સરખુંજ કામ બે સરખી સંખ્યાની ટોળીને આપવામાં આવ્યું. પહેલે દહાડે એક ટોળીને દારૂ પાયો ને બીજી ટોળી દારૂ વિના રહી અને બન્નેએ કામ શરૂ કર્યું. તો દારૂ પીધેલ ટોળી વહેલી થાકી ગઇ. બીજે દહાડે બીજી ટોળીને દારૂ પાયો ને પહેલી ટોળી દારૂ વગર રહી ત્યારે પણ દારૂ વાળી ટોળી જલદીથી થાકી જતી માલમ પડી. વળી થોડાં વર્ષ અગાઉ દક્ષિણ આફ્રિકામાં અંગ્રેજો ને બોર લોક વચ્ચે યુદ્ધ જામ્યુ હતું. તે વેળા પણ ખાત્રીથી જોવામાં આવ્યું કે દારૂ પીધેલા સૈનિકો દારૂ વગરના સૈનિકો કરતાં વહેલા થાકી જતા હતા.

"હોડીની કે પગે ચાલવાની કે એવી હરિફાઇની રમતમાં બળવાન માણસોને દારૂ પીવા દેવામાં આવતો નથી. કેમકે જો તેઓ દારૂ પીએ તો વહેલા થાકી જાય. અનેક પ્રયોગો નોંધાયા છે ને સાબીત થયું છે કે દારૂ પીનાર ઘણા વહેલા થાકી જાય છે. વળી દારૂ જ્યારે પેટમાં જાય ત્યારે પેટની અતિશય પાતળી ચામડી છે તે બળવા લાગે છે. ખોરાકમાં લીધેલાં શાકભાજીમાંથી પાણી શોષી લઇ તેનું લોહી થતું અટકાવે છે."

વકીલ કહે "પણ દારૂ તો શરીરને જરૂરી ગરમી વધુ આપતુંજ હશે એમ લાગે છે."

દાક્તર કહે, "પણ એ જાતની ગરમી નકામી છે. તે ખોટી ગરમી છે. શરીરને જોઇએ તે કરતાં વધુ લોહી આખા શરીર પર શરાબ એકદમ મોકલે છે તેથી ચામડી ગરમ થાય છે, મુખ રાતું દેખાય છે ને માણસ ગરમ ગરમ લાગે છે પણ શરાબની અસર જતી રહે એટલે તે નરમ ઘેંસ જેવો થઇ જાય છે. ત્હમે નિયમિત ચાલવાને બદલે ઝપાટાબંધ દોડતા હો તો શું થાય છે? એકદમ થાકી જાવ, ને થોભવું પડે. એટલા થાકી જાવ કે ચાલી પણ શકો નહિ. ત્યારે તમે દોડયાજ નહોત તો વધુ લાંબે સુધી ત્હમે ચાલી શકત. ઘોડાને ચાબુક મારી ઉતાવળે દોડાવવો તેના જેવું શરાબ પીવાથી બને છે. થોડો વખત તે ઝપાટાબંધ ચાલે છે પણ પછી તેની ગતિ ધીમી પડી જાય છે. જ્યારે ચામડી ગરમ થાય ત્યારે તે ગરમી હવામાં એકદમ વેરી દે છે. તે વેળા શરીર ઠંડુ થાય છે. જે ખલાસીઓ કે ભૂમિ શોધકો ઉત્તર મહાસાગરમાં ધ્રૂવ તરફ બરફવાળા પ્રદેશમાં જાય છે તેઓ શરાબને કદી અડકતા નથી. કેમકે શરાબની ગરમી પછી શરીર ઠંડુ પડયા બાદ હવા પાસેથી તેને ગરમી મેળવી શકતાં વખત લાગે છે ને તેથી શરદી થાય છે. દારૂડીયાનું મૃત્યુ હંમેશાં શરદીથી જ થાય છે. દારૂ ન પીનાર માણસ શરદી સહન કરી શકે છે.

"દક્ષિણ ધ્રુવ ખોળવા એક ટોળી હમણાં નીકળેલી તે લોકોએ કોઇ પ્રકારના શરાબની એક બાટલી સાથે લીધી નહોતી. જો લીધી હોત તો તે ખોળી કદી પાછા ન ફર્યા હોત."

વકીલ કહે, "દારૂથી ગરમી પેદા થાય છે તે ખોટી છે તે તો સમજ્યા. પણ શરાબથી મગજને ઉત્તેજન મળે છે એમ સાંભળ્યું છે. તેથીજ કેટલાક લેખકો, કવિઓ ને સાહિત્યકારો શરાબ લીધા પછી લખવા બેસે છે ને એ અસર નીચે હોય તે વેળા ઉત્તમ લેખ લખી શકે છે તેનો શો ખુલાસો આપો છો?"

દાક્તરે ઉત્તર દીધો, "ત્હમે એજ ભૂલ ફરીથી કરી. દારૂથી

મગજને ઉત્તેજન મળતું નથી પણ તેથી હૃદયની ગતિ વધે છે. ને મગજમાં વધુ લોહી વહે છે પણ તે તો થોડી ઘડીને માટે જ થાય છે. તે અસર મોળી પડ્યા પછી મગજ પહેલાં કરતાં પણ સુસ્ત બની જાય છે. ખૂબ લોહી મળવાથી મગજ તંતુઓ નબળાં પડી જાય છે અને તે તંતુઓ ઉપર મગજનો કાબુ ઓછો થાય છે. માણસ પીધેલો છે કે નહિં તેની ચોક્કસ નિશાનીઓ એ છે કે તેનો હાથ સ્થિર રહેતો નથી પણ ધ્રુજ્યા કરે છે. ગમે તે પ્રયત્ને પણ તે હાથને સ્થિર રાખી શકતો નથી. તાકીને બંદુક ફોડવાની હોય તે વેળા આ બાબત તુરત કળ્યામાં આવે છે. દારૂ પીધેલ એક ટોળીને તથા દારૂ વગરની બીજી ટોળીને નિશાન તાકવાનું સોંપે તો દારૂ વગરની ટોળી સારાં નિશાન તાકી શકે છે. એના પણ પ્રયોગો કરી નોંધ લીધેલી છે. કારણ કે મગજ તંતુ તથા હાથ દારૂની અસર નીચે ન હોય ત્યારે સારૂ કામ કરી શકે છે. કોઇ પણ રૂપમાં આસવનો ઉપયોગ કીધાથી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધની બધી ઇન્દ્રિઓ નબળી પડે છે. જે માણસ શરાબનો કદી ઉપયોગ કરતો નથી તેજ માણસ સરસ સાંભળે છે, જોઇ શકે છે, વાસ લે છે ને વિચારી શકે છે."

રાજાજી કહે "સાયરસની વાર્તા ઘણી મજેની છે. તેના દાદા ને સરદારો પીધેલા હોય તે સ્થિતિનું વર્ણન સાયરસે બહુ સુન્દર આપ્યું છે. ખરેખર શરાબ ઝેર છે."

દાક્તર કહે "શરાબની અસર સમજશકિત પર, જ્ઞાન પર, ઇચ્છાશકિતપર, કેવી થાય છે તે સર્વ એ વાર્તા પરથી સમજાય છે. યાદશક્તિ તથા મગજ પર પણ તે ખોટી અસર કરે છે. મિડીયાના મહારાજા કે બાદશાહ સિકન્દર પીધેલા બની કેવાં અનિષ્ટો કરતા તે આપણે જોયું. લાકડાના ઢીમચાં જેવા થઇ તે પડી જતા. કેટલીકવાર એજ સ્થિતિમાં મૃત્યુ પામતા. માણસને શરાબની ટેવ પડે છે ત્યારે તેનું મગજ નબળું બને છે. પોતાના

તનમન ખરાબ થાય છે એવું તે જાણે છે. છતાં મન મારવાની શક્તિ તેનામાં રહેતી નથી. તે તો વધુ ને વધુ જ પીવા માંડે છે. દારૂડીયો કુટુંબને શ્રાપરૂપ છે. શરાબથી બીજી અનિષ્ટ અસર એ થાય છે કે તે કદી સાચા નિર્ણય બાંધી શકતો નથી. સાચું તો તે ભાગ્યેજ બોલે છે. તે અન્યને છેતરે છે. કોઇ તેનો વિશ્વાસ કરતું નથી. અન્યનું ચોરી લેતાં તેના દીલમાં જરાયે ગ્લાનિ થતી નથી. ઘડી ઘડીમાં મીજાજ ખોઇ બેસે છે ને ક્રોધ કરે છે. સ્ત્રી પુત્ર પ્રત્યે પણ ક્રૂર થાય છે. કોઇ કામ કરવું ગોઠતું નથી, તેમ કામ કરી શકતો પણ નથી. એવું કહેવાય છે કે અન્ય કોઈ વસ્તુ કરતાં શરાબે હઝારો ગણું દુઃખ દુનિયા પર ઉતારી વધારી દીધું છે."

રાજાજી કહે "દારૂ એ અત્યંત ખરાબ ચીજ છે પણ તેમાંથી પ્રજાને મુક્ત કેમ કરવી?"

દાકતર કહે "એક વાતની હું સલાહ આપું. આપના રાજ્યમાં ચલાવો છો તે પાઠય પુસ્તકમાં બીજું સર્વ તો આપ્યું છે પણ આ શરાબથી તથા માદક પદાર્થોથી થતા ભારે નુકશાનના પાઠ તેમાં દાખલ કરવાથી બાળકો પર સારા સંસ્કાર પડશે. જેથી બાળકો તેમના માતા પિતા પાસે એ પાઠો વાંચશે ને દરેક ઘરમાં તે જ્ઞાન પહોંચશે. વળી કાયદાથી દારૂ બનાવવાની, વેચવાની કે પીવાની મનાઇ કરવાથી એ વસ્તુનો ઉપયોગ પ્રજા બંધ કરશે."

રાજાજી કહે: "શરાબ સિવાય બીજી કોઇ ખાદ્ય કે પેય વસ્તુ હાનિકર્તા છે?"

દાક્તર કહે: "કેટલીક વસ્તુઓ દવા તરીકે થોડા પ્રમાણમાં આપે તો માંદા માણસને ફાયદો થાય છે. પણ તેજ વસ્તુઓ નિયમિત ખોરાક તરીકે લેવામાં આવે તો હાનિ કરે છે ને કદાચ માણસ મૃત્યુ પણ પામે છે. એવી વસ્તુઓ, અફીણ, કોકેન, ભાંગ ને ગાંજો છે.

"અફીણનો દવા તરીકે ઠીક ઉપયોગ છે. તે ખસખસના ડોડવાંના રસમાંથી થાય છે. તે બહુ ઉપયોગી દવા છે, પીડા હરે છે

ને શાન્તિ આપે છે તથા ઉંઘ લાવે છે. પણ આ ઔષધ કોઇ કોઈ માણસો હુક્કા અગર બીડીમાં પીએ તો બહુ નુકસાન કરે છે. કેટલાક નિયમિત ખાય છે તેથી પણ નુકસાન થાય છે. માણસને એક વાર અફીણ ખાવાની કે પીવાની ટેવ પડે એટલે તે કદી છૂટતી નથી. રોજ રોજ વધુ તે લે છે. પછી તે વિના તેને જંપ વળતો નથી. છેવટે તે ઘેની બને છે અને તેની અક્કલ મંદ થઇ જાય છે ને એવી સ્થિતિમાં મૃત્યુ પામે છે. કેટલીક વાર ન્હાના બચ્ચાં ઉંઘી જાય તે સારૂ માતા તેને અફીણ દે છે. થોડા પ્રમાણમાં પણ અફીણ એ પ્રાણઘાતક ઝેર છે. હમેશની ટેવ તરીકે અફીણ લેવાથી મગજ નબળું પડે છે. અફીણીના શબ્દપર પણ વિશ્વાસ રાખી શકાય નહિં. તે પણ સારા સારનો નિર્ણય કરી શકતો નથી.''

"કોકેન ઘણી કિંમતી દવા છે. કેમકે તે જ્ઞાનતંતુઓને બેભાન કરી દે છે. કોકેન જે ભાગપર મૂકો કે તે ભાગ લાગણી વગરનો બહેરો બની જાય છે. દાંતના દાક્તરને કોઇનો દુઃખતો દાંત ખેંચી કાઢવાનો હોય ત્યારે સોયની અણિપર જરાક કોકેન લઇ જડબાંપર તે મૂકે છે ને પછી દાંત ખેંચી કાઢે છે છતાં દર્દીને કશી પીડા થતી નથી. કોકા નામના રોપના પાંદડામાંથી કોકેન બનાવે છે. તેની પણ કેટલાકને ટેવ પડે છે. તે અતિ નુકસાનકર્તા છે ને માણસનું મૃત્યુ તે વહેલું લાવે છે. ઘણા દેશોમાં કોકેનનો ઉપયોગ દવા સિવાય કરવા દેવામાં આવતો નથી ને તે દાક્તરો જ રાખી શકે છે. ઇંગ્લાન્ડમાં કોકેનનું વેચાણ એ મ્હોટો ગુન્હો છે, અફીણ કરતાં તેની અસર ઝડપબંધ થાય છે ને તે વધુ પ્રાણઘાતક છે.

ભાંગ તથા ગાંજો ધતુરાનાં પાંદડા અને ફુલમાંથી થાય છે. તેનો પણ ખાવામાં પીવામાં કે સુંઘવામાં કેટલાક ઉપયોગ કરે છે. તે પણ પ્રાણઘાતક ઝેર છે. તે મગજપર બહુ અસર કરે છે ને માણસને ગાંડો બનાવી મૂકે છે. તે તો સૌથી ખરાબ ગણાય છે. આનો ઉપયોગ પણ દાક્તરો સિવાય કોઇ ન કરે તેવો કાયદો ઘણા દેશમાં

રચ્યો છે. આપ પણ આ દેશમાં એવો કાયદો રચો તો પ્રજાનું શ્રેય થાય. પણ જેમ આરોગ્યના કાયદા પ્રજાને પ્રથમ કેળવી સમજાવીને રચ્યા તે પ્રમાણે આ પણ રચજો. તે કાયદો ને તેનાં કારણ આરોગ્યના પાઠ્ય પુસ્તકમાં આપજો કે જેથી બાળકો તે વાંચે, સમજે ને કદી ભુલ ન કરે. જો પ્રજાને તેની સમજ આપ્યા સિવાય કાયદો રચો તો દેખાતી રીતે તે કાયદો પળાય. પણ લોકો ચોરી છુપીથી આ વસ્તુઓનો ઉપયોગ કર્યા વગર ન રહે."

દિવાનનો પુત્ર તથા એક ગૃહસ્થનો પુત્ર એમ બે બુદ્ધિશાળી બાળકો ડૉ. સીતારામ પાસે આરોગ્યના સામાન્ય જ્ઞાનનો અભ્યાસ કરવા દરરોજ આવતા. તેનો અભ્યાસ પુરો થઇ રહ્યો હતો તેથી તે બાળકોની પરીક્ષા દરબારમાં લેવાનું બીજે દહાડે ઠરાવ્યું અને તે દિવસની કચેરી બરખાસ્ત કરી.

---

## ૩૧.

## આરોગ્યનું સામાન્ય જ્ઞાન.

બીજે દહાડે નિયમિત દરબાર ભરાયો. સઘળા અમલદારો, સરદારો અને અમીરો હાજર થયા હતા. આજે છેલ્લો જ દરબાર હતો. બન્ને બાળકો ત્યાં આવ્યા હતા. દિવાનના પુત્રનું નામ રામનારાયણ હતું ને બીજા બાળકનું નામ તેજરામ હતું. વકીલે પરીક્ષા લેવી એવું ઠર્યું હતું. વકીલ કેટલાક સવાલ તૈયાર કરી લાવેલા હતા. રાજાજી કચેરીમાં પધાર્યા, એટલે સૌએ ઉઠી સલામ કરી માન આપ્યું. પછી સૌ બેસી ગયા એટલે રાજાજીએ કહ્યું. "બન્ને બાળકોને વચ્ચે આવવા દો. વકીલ તેમની પરીક્ષા લેશે." જ્યારે તેઓ ત્યાં આવી ઉભા એટલે રાજાજીએ કહ્યું. "રામનારાયણ! તેજરામ! તમે જરાએ ડરશો નહિં. વકીલના પ્રશ્નોના ઉત્તર બરાબર આપજો. હું તમને ઇનામ આપીશ." પછી દાક્તરે હિંમત આપી અને વકીલને આજ્ઞા મળી એટલે તેણે પ્રશ્નો પૂછવાનું શરૂ કર્યું.

વકીલ—રોગનું મુખ્ય કારણ શું ?

રામનારાયણ—રોગની જન્મદાત્રી ગંદકી છે.

વકીલ—એમ કેમ ?

તેજરામ—રોગ જંતુઓથી થાય છે અને જંતુઓને ગંદકી ઉત્પન્ન કરે છે.

વ૦—જંતુ શું છે ?

રા૦—જંતુઓ ઝીણી જીવાત છે. નરી આંખે ન દેખાય તેવી જીવાત છે. છતાં તે શરીરને બહુ નુકસાન કરે છે.

વ૦—તે શી રીતે નુકસાન કરે છે ?

તે૦—કોલેરાના જંતુઓ ખોરાક વાટે અંદર ગયા પછી આંતરડામાં વધે છે ને ઝાડા તથા ઉલટી ખૂબ થાય છે. મેલેરિયાના જંતુઓ લોહીમાં પ્રવેશી ઝેર પેદા કરે છે ને તાવ આણે છે. બીજા પ્રકારના જંતુઓ બીજી રીતે કામ કરે છે પણ સઘળા જંતુઓ શરીરને નુકસાનકર્તા છે ને છેવટે મૃત્યુ આણે છે.

વ૦—પણ ગંદકીથી રોગ ઉત્પન્ન થાય એવું ત્હમે કેમ કહો છો ?

રા૦—આ જંતુઓ ગંદકીમાં છુપાઇ જઇ ત્યાં વૃદ્ધિ પામે છે. જો ઘરમાં અગર શરીરમાં ગંદકી હોય તો પેલા જંતુઓ અંદર પેસી રોગ પેદા કરે છે.

વ૦—શરીર પરની ગંદકી દૂર કરવાનો ઉત્તમ ઉપાય કયો ?

તે૦—શરીર તથા કપડાં ચોકખા પાણીમાં ધોઈ સ્વચ્છ રાખવાં.

વ૦—જો ચોકખું પાણી ન મળે તો શું કરવું ?

રા૦—પાણી ઉકાળીને ગાળી પછી વાપરવું.

વ૦—ઉકાળવાથી શું થાય ?

તે૦—ઉકાળવાથી પાણીની અંદરનાં જંતુઓનો નાશ થાય છે.

વ૦—પાણીને માત્ર ગરમ કરીએ તો ચાલે ?

રા૦—નાજી. તેથી ન ચાલે.

વ૦—કેમ ?

તે૦—માત્ર ગરમ કરવાથી જંતુઓને ગરમ સ્નાન મળ્યું હોય તેવું થાય. આથી તો જેમ માણસ સ્નાન કરવાથી તાજો થાય છે તેમ પેલાં જંતુઓ પણ તાજાં ને વધુ ચંચળ બને છે.

વ૦—ત્યારે ઉકાળવાનો શું અર્થ ?

રા૦—ઉકાળવાથી જેમ માણસ દાઝીને મરે તેમ આ જંતુઓ પણ દાઝીને મરી જાય છે.

વ૦—ઘરમાંથી તથા આંગણામાંથી ગંદકી દૂર કરવાનો ઉત્તમ માર્ગ કયો ?

તે૦—જે કચરો બાળી શકાય તેવો હોય તે ઘરથી દૂર કોઇને નુકસાન ન થાય તેમ બાળી દેવો.

વ૦—ન બળે તેવા કચરાનું શું કરવું ?

રા૦—ઘરથી દૂર છૂટી સુકી જમીનમાં લઇ જઈ એકાદ ફુટ ઉંડો ખાડો ખોદી તેમાં તે નાંખી દેવો ને ઉપર માટી વાળી દેવી.

વ૦—આથી પેલી સૂકી જમીન ન બગડે ?

તે૦—ઉલટી જમીન સારી ફળદ્રુપ બને. તેમાં પાક સારો થાય.

વ૦—પણ તે જમીનમાં જે પાક થાય તે ગંદકીવાળો ખરાબ ન થાય ?

રા૦—નહિંજ. કચરો માટી જોડે મળી જઇ તે ભૂમિને સુધારે છે. તેથી ભોંય સારી થાય છે.

રાજાજી કહે, "ગંદકી વિષે ઘણા પ્રશ્ન થયા. હવે કોલેરાને કેમ અટકાવવો તે વિષે પૂછો."

વ૦—કોલેરા થવાનું કારણ શું ?

રા૦—આપણા ખાનપાનમાં જો કોલેરાનાં જંતુ આવી જાય તો તે આંતરડામાં પેસી કોલેરા ઉત્પન્ન કરે છે, ત્યાં પીડા થાય છે ને પુષ્કળ ઉલટી ઝાડા પછી તે મૃત્યુ પામે છે.

વ૦—આ જંતુઓ આપણી પાસે આવે છે શી રીતે ?

તે૦—તેઓ ચોમાસાના પહેલા વર્ષાદના પાણીથી ધોવાઈ

પીવાનાં પાણીના સ્થાનમાં એ જંતુઓવાળો કચરો જાય ને તે પાણી પીવાય તો જંતુઓ અંદર પ્રવેશે છે.

વ૦—એમ શા માટે થાય છે ?

શ૦—ઉન્હાળામાં નદીઓ તથા તળાવનાં તળીયાં ગમે તેવા પ્રકારના ગંદા ઉપયોગને સારૂ પણ વપરાયાં હોય છે. જ્યારે ચોમાસાનો પહેલો વર્ષાદ આવે ત્યારે નદી તળાવમાં આ બધો કચરો ભેગો થાય છે, અને કોલેરાના જંતુઓ આ કચરામાં રહે છે.

વ૦— ત્યારે આ રૂતુમાં કોલેરા અટકાવાય શી રીતે ?

તે૦—પાણી કે દૂધ વાપરતાં પહેલાં સારી રીતે ઉકાળવું. પછી ઠંડું થયા બાદ ગાળીને તે વાપરવું. રાંધેલો ખોરાક પણ ઉન્હો જ લેવો.

વ૦—એવું શા માટે ?

શ૦—કેમ કે જો દુધમાં કે ખોરાકમાં કે પાણીમાં આવાં જંતુઓ પેસી ગયાં હોય તો તે જંતુઓનો નાશ થાય છે.

વ૦—કોઇ ગામમાં કોલેરા ફાટી નીકળ્યો હોય ત્યારે ઉપાય શું લેવા ?

તે૦—ઘર, વાડા ને ફળીયાં તથા શેરીઓ ને રસ્તા સાફ રખાવવાં. બધી ગંધકી ને કચરો બાળી નંખાવવો. અગર દૂર જઇ જમીનમાં દાટી ઉપર માટી પુરી દેવી. ઉન્હો રાંધેલો ખોરાક દર ટંકે લેવો. દૂધ ઉકાળીને જ પીવું. જો કોઇને ઉલટી ઝાડા થયા હોય તો તે બંધ કરવા કંઇક દવા લેવી.

વ૦—કઇ દવા લેવી ?

શ૦—ડાક્તર અગર તેના મદદનીશ કે સરકારે મોકલી હોય તે દવાજ લેવી.

વ૦—પણ તે ન મળી હોય ત્યારે શું કરવું ?

તે૦—મરચાંનો વઘાર દીધેલ સરકો એક મ્હોટો ચમચો ભરી પી જવો. પણ તે ન્હાનાં બાળકને ન અપાય.

વ૦—છોકરાંને કેમ ન અપાય ?

રા૦—કેમ કે તેમને એથી નુકસાન થવા સંભવ રહે છે.

વ૦—કોલેરા વેળા બીજું કંઈ કરવાનું રહે છે.

તે૦—તે વેળા માણસોએ હિંમત રાખવાની પુરી જરૂર છે. કોઇએ ડરપોક ન બનવું. આનન્દથી રહેવું. ને સંભાળ રાખવી તથા પોતાનું કામ નિડરતાથી કરવું. તેથી કોલેરાનાં જંતુ તેને હેરાન કરી શકશે નહિં.

રાજાજીએ કહ્યું "દાક્તર સાહેબે સારૂં શિક્ષણ આપ્યું લાગે છે. હવે તેને મેલેરિયા વિષે પ્રશ્નો પૂછો."

વ૦—મેલેરિયા તાવ શાથી આવે છે?

રા૦—મેલેરિયાના મચ્છરો આપણને કરડે છે ત્યારે તેના આંકડા વડે દંશ દેતાં લોહીની અંદર અમુક જંતુઓ ભેળવી જાય છે તેથી એ પ્રકારનો તાવ આવે છે.

વ૦—તે કેમ કરી અટકાવી શકાય?

તે૦—તે મચ્છરોનો તથા તેના ઇંડાનો નાશ કરવાથી તે અટકાવી શકાય.

વ૦—તેનાં ઇંડા વળી કેવાં હોય?

રા૦—મચ્છર જે ઇંડા મૂકે છે તે એકદમ મચ્છર બની જતાં નથી પણ ખાબોચીયામાં ભરેલ પાણીમાં રહી મ્હોટાં થાય છે.

વ૦—તેનો નાશ શી રીતે થાય?

તે૦—ઘર પાસે પાણીના ખાડા ખાબોચીયાં ભરી રહેતાં હોય તે બંધ કરવાં. કુંડીઓની અંદરનાં પાણી કાઢી નાંખી રોજ રોજ તે સાફ રાખવાં જોઇએ. તેમજ ઘર આગળની બધી જમીન સુકી ને સ્વચ્છ રાખવી.

વ૦—તેનાથી શું ફાયદો થાય?

રા૦—તે ઇંડાને ઉછરવાનું સ્થાનજ ન રહે. કેમ કે લાંબો વખત ભર્યા રહેતાં પાણીમાં જ આ ઈંડા ઉછરે છે. વળી મચ્છર પણ અંધારા ગંધાતાં સ્થળ રહેવા ન મળે તો ઉડી જાય છે.

વ૦—પણ તે તાવને અટકાવે તેવી કોઇ દવા લેવી જોઇએ ?

તે૦—હાજી તેને અટકાવનાર સારામાં સારી દવા ક્વિનીન-કોયદ્રાન છે. સવારમાં નાસ્તો લીધા પહેલાં પાંચેક ગ્રેન ક્વિનીન પાણીમાં લેવું જોઇએ. અગર અડવાડિયામાં બે વખત દસ દસ ગ્રેન ક્વિનીન લે તોપણ ચાલે. પણ એ મુજબ એક મહિના સુધી લેવું જોઇએ. છતાં જો મેલેરિયા તાવ ન જતો હોય તો દાક્તર પાસે જઇ તેમની સલાહ મુજબ વર્તવું.

રાજાજી કહે " સાબાશ છે, બાળકો ત્હમે બધા પ્રશ્નોના ઉત્તર સરસ આપ્યા છે. હવે ત્હમને દાક્તર સાહેબે પેટની પીડા, મરડો ને ઝાડા જેવા અન્ય રોગને વિષે કંઇ શીખવ્યું છે ? "

દાક્તરે ઉત્તર દીધો, " ભલે વકીલ સાહેબ એ વિષય પર પણ પ્રશ્નો પૂછે. "

વ૦—દિલગીર છું કે આ વિષયના પ્રશ્નો મ્હેં તૈયાર નથી રાખ્યા. તેથી જો કોઇ બીજાને તેની પરીક્ષા કરવાનું આપ સોંપો તો વધુ સારૂં. દાક્તર સાહેબ પોતેજ જો એ વિષયમાં તેને પ્રશ્નો પૂછે તો ઠીક થશે.

રાજાજી—એજ બરોબર છે. કેમ દાક્તર સાહેબ, આપ પ્રશ્નો પૂછશોને ?

દાક્તર—જેવી આજ્ઞા, સાહેબ. રામનારાયણ આંતરડા તથા પેટના દર્દોનું મુખ્ય કારણ શું છે ?

રા૦—એ દર્દોનું મુખ્ય કારણ અયોગ્ય ખોરાક છે.

દા૦—તેવો દર્દી સાજો કેમ થાય ?

તે૦—તેને સાદો ખોરાક આપવો. દાખલા તરીકે ભાત, દુધ ને કાંજી, જ્યાં લગી તે સાજો થાય ત્યાં સુધી એ જ ખોરાક તેને આપવો.

દા૦—ભાત સાથે ઘી ને કઢી ખવાય ?

રા૦—નહિંજ. એ વેળા તો તે વિષરૂપ બને છે.

દા૦—ત્યારે મશાલા શું શું લેવાય ?

તે૦—મીઠું લેવાય. તે સિવાય કશું જ નહિં. જ્યાં લગી દર્દી નિરોગી થાય ત્યાં સુધી માત્ર ભાત, દૂધ ને કાંજી જ લેવાય.

દા૦—પણ એવા કોઇ દર્દીને મશાલા વગરનો ખોરાક ભાવતો જ ન હોય તો શું કરવું ?

રા૦—તો જ્યાં લગી રૂચિ ન થાય, ભૂખ ખુબ કકડીને ન લાગે ત્યાં સુધી તેણે લાંઘણ કરવી.

દા૦—આવી વેળા કોઈ દવાની જરૂર છે ?

તે૦—ખોરાકની બાબતમાં ઉપલા નિયમ જાળવે તો માણસે નિયમ તરીકે કશું જ ન લેવું જોઇએ.

સેનાપતિ—આપ આજ્ઞા આપો તો આ બાળકોને જખમ, ઘા કે એવું થયું હોય ત્યારે શું કરવું તે બાબતના થોડા પ્રશ્ન પૂછું. કેમકે મ્હારા ઘણા સૈનિકો કવાયત માટે જાય છે ત્યારે તેવું બને છે. પણ જો આ વિષય દાક્તર સાહેબે ન શીખવ્યો હોય તો લાચાર છું.

દા૦—આપ પૂછો. પણ બહુ અટપટા પ્રશ્નો ન કરશો. જો સાદા સવાલો હશે તો તેના ઉત્તર તેઓ જરૂર આપશે.

સે૦—જખમ, ઘા કે સોજો થઇ આવે ત્યારે પ્રથમ શું કરવું જરૂરી છે ?

રા૦—તે સ્થળને સ્વચ્છ રાખવું. જખમ પાસેના ભાગમાં બાલકુલે મળ ન જોઇએ.

સે૦—શા માટે ?

તે૦—જો તે સ્વચ્છ હોય તો રૂઝ એકદમ આવી જાય.

સે૦—ત્યારે કેટલાક જખમમાં પરૂ થાય છે ને પીડા થાય છે તે કેમ ?

રા૦—તેને સ્વચ્છ રાખેલાં હોતા નથી, માટે જ ત્યાં સોજો આવી પીડા થાય છે ને પરૂ થાય છે. કેમકે તમે સ્વચ્છ ન રાખ્યાં હોય તો તે દ્વારા શરીરમાં જંતુઓ પેસી જાય છે ને આ પરિણામ લાવે છે.

સે૦—ત્યારે જ્યાં જખમ થયેલ હોય ત્યાં પહેલું શું કરવું ?

તે૦—જરા ગરમ ચોકખા પાણીથી તે ધોઇ ત્યાં સ્વચ્છ કપડાનો પાટો બાંધવો.

સે૦—પાણીને સ્વચ્છ કેમ કરવું ?

રા૦—સ્વચ્છ કપડાથી પાણી ગાળીને તે ઉકાળવું.

સે૦—એકલું ગાળી નાંખીએ તો ન ચાલે ?

તે૦—નહિંજ. તેને ઉકાળવું પણ જોઇએ.

સે૦—શા માટે ?

રા૦—તેમાં રહેલાં જંતુઓનો નાશ કરવા માટે.

સે૦—જખમ પર બાંધવા માટે કપડું સ્વચ્છ કેમ કરવું ?

તે૦—ઉકળતા પાણીમાં કપડું નાંખી તે ઉંચે તડકા કે પવનમાં સુકવવું.

સે૦—જમીન પર ન સુકવાય ?

રા૦—નાજી.

સે૦—કેમ ?

તે૦—જમીન પર જંતુઓ હોય અને તે કપડાને વળગે તો પછી તે જખમમાં પેસી જાય.

સે૦—બીજું કંઇ કરવાની જરૂર રહે છે ?

રા૦—થોડું અળસીનું તેલ જખમ પર ચોપડવું કે જેથી કપડું ચ્હોટી જઇ જખમ લાલચોળ ન બને. પણ તેલ ચોકખું હોવું જોઇએ.

સે૦—તેલ ચોકખું છે તે કેમ જાણવું ?

તે૦—તેની પુરી ખાત્રી તો કદી ન થાય પણ તેલને ગાળી ઉકાળી શીશામાં ઠંડું પડવા દીધું હોય તો ઘણુંખરૂં તે ચોકખું થયું ગણાય.

સે૦—ત્યારે જખમ તથા સોજા પર કેવા પ્રકારની સારવારની જરૂર છે ?

રા૦—ચોકખું પાણી, સ્વચ્છ કપડાનો પાટો ને ચોકખુ તેલ.

આટલા પ્રશ્ન કર્યા પછી સેનાપતિ બેસી ગયા અને રાજાજીએ પોતે પ્રશ્નો પુછવા માંડયા.

**રાજા**—તમામ પ્રકારના રોગ અટકાવવા માટે શ્રેષ્ઠ રસ્તો કયો છે?

**રા૦**—સ્વચ્છતા.

**રાજા**—શરીર એકલું સ્વચ્છ રાખીએ તો ચાલે?

**તે૦**—નાજી. શરીર, કપડાં; ઘર, તેમજ આંગણું ઇત્યાદિ બધું સ્વચ્છ હોવું જોઇએ.

**રાજા**—ઘર તથા આંગણું સ્વચ્છ રાખીએ તો ચાલે?

**રા૦**—નાજી. પીવાનું પાણી પણ સ્વચ્છ હોવું જોઇએ.

**રાજા**—કેમ?

**તે૦**—ખરાબ પાણીથી પણ ઘણા રોગ ઉત્પન્ન થાય છે.

**રાજા**—તેનું શું કરવું?

**રા૦**—આપણા તળાવ તથા કુવા સ્વચ્છ હોવા જોઇએ. તેમાં કોઇએ થુંકવું નહિ અગર તેની આસપાસ કોઇએ ગંદકી કરવી નહિ જોઇએ. ગામના સર્વ શુભેચ્છકોએ આની ખાસ તજવીજ રાખવી જોઇએ.

**રાજા**—પણ આ બધી તસ્દી લેવાનું કારણ શું?

**તે૦**—ડાક્તર સાહેબ કહેતા હતા કે સૈકાઓ અગાઉ વિલાયતમાં પણ કોલેરા તથા મેલેરીઆ તાવ લોકોમાં સામાન્ય હતા. પણ જ્યારથી સ્વચ્છતાના નિયમ લોકોએ પાળવા માંડયા, ગામના બધા ભાગ સાફસુફ રાખવા માંડયા અને પીવાનાં પાણી સ્વચ્છ લેવા લાગ્યા ત્યારથી ત્યાં આ પ્રકારના રોગનું નામ નથી.

**રાજા**—એવુંજ આ દેશમાં થઇ શકે ખરૂં?

**રા૦**—જરૂર એમ થઇ શકે. પણ માત્ર વાતો કરીને બેસી રહીએ તો કશું ન બને. પણ આપણાં શરીર, કપડાં, ઘર આંગણાં શેરીઓ ને ગામ સ્વચ્છ ને ચોકખાં રાખીએ તથા પીવાનાં પાણી બધે સારાં લઇએ તો એ દેશમાં છે તેવુંજ આ દેશમાં પણ થઇ શકે.

**રાજાજી**—બાળકો! તમે બધા પ્રશ્નોના ઉત્તર ઉત્તમ આપ્યા છે તેથી હું ઘણો ખુશી થયો છું ને તમને દરેકને પચાસ પચાસ રૂપીઆ ઇનામ આપું છું.

બાળકોએ સલામ કરી તે ઈનામ લઇ ડૉ. સીતારામના ચરણમાં મૂક્યા ને કહ્યું, 'આપ આ ગુરૂ દક્ષિણા સ્વીકારો;' એટલે દાકતરે કહ્યું, 'તમારા પિતાએ તમને સારી રીતભાત શીખવી છે તે જોઇ હું રાજી થયો છું. પણ ત્હમને મળેલા આ ઇનામના પૈસાના તમને ગમે તેવાં સારાં પુસ્તકો ખરીદજો અને તેમાં રાજાજી તરફથી ભેટ એવું લખી તમારી પાસે જ જીંદગીભર રાખજો કે જેથી આ પ્રસંગ બરાબર સ્મરણમાં તાજો રહે."

---

## ૩૨

## ઈન્ફ્લુએન્ઝા.

રાજાજી કહે "થોડાં વર્ષ પર હિંદના ગામે ગામમાં ઇન્ફ્લુએન્ઝાનો તાવ ફાટી નીકળ્યાના સમાચાર અહીં આવતા હતા. તેમાં લાખો માણસો ગુજરી ગયા ને લાખો અશક્ત થઇ પડયા. આ રોગનો શો ઇલાજ કરવો તે વિષે દાકતર સાહેબ કંઇક કહો તો સારૂં. કેમકે એવે વખતે તેની બહુ જરૂર પડે છે."

કુ. જયપાળ બોલ્યા, "હાજી મ્હારી પાસે પણ હું ગામડામાં હોઉં ત્યારે ઘણા લોકો આ રોગની દવા માટે આવે છે પણ મ્હેં તો આ રોગનું નામ પણ અગાઉ સાંભળ્યું નહોતું. ગંગાપુરમાં પણ આ રોગ વિષે અજ્ઞાન જ હતું.

દાકતરે કહ્યું, આ રોગ છે તો ઘણો જુનો પણ તેનું સ્વરૂપ અગાઉ કદી આવું ભયંકર નહોતું. શિયાળામાં તે કોઇકને થતો પણ બહુ ઓછા માણસો એથી ગુજરી જતાં. પણ દસ બાર વર્ષ પહેલાં તે ભયંકર સ્વરૂપમાં આખી દુનિયા પર ફેલાઇ ગયો, અને હિન્દમાં તો એથી લાખો માણસ ગુજરી ગયાં. ગંગાદેશમાં લોકો આરોગ્યના નિયમ બરાબર પાળતા હોવાથી ને દવાખાનાની સારી સગવડ હોવાથી ત્યાં તો બહુ માણસ તેનો ભોગ ન બન્યા. કેમકે

આરોગ્યના નિયમ બરાબર પળાય તો તે ભયંકર સ્વરૂપ નજ પકડે એ તો પ્રસિદ્ધ છે."

કુ. જયપાળે પૂછ્યું, "કોલેરા, પ્લેગ, મેલેરીઆની જેમ આ રોગ જંતુઓથી થાય છે?"

દાક્તરે ઉત્તર દીધો, "હાજી તેના પણ જંતુઓ થાય છે. ને તે ગામમાં કે શહેરમાં ઝપાટાંબંધ પ્રસરે છે. શીતળા એક વાર નીકળે તો તે ફરીથી જીંદગીમાં તેને થતાં નથી; તેવું મેલેરીઆ કે ઇન્ફ્લુએન્ઝા તાવનું નથી. ઇન્ફ્લુએન્ઝા તાવ પણ ત્રણ ચાર પ્રકારનો છે. ડૉ. ફેફરે એક પ્રકારના જંતુઓ શોધી કાઢયાં છે. તે ન્હાના વળેલા સરીના ટૂકડા જેવા હોય છે. જેને આ પ્રકારનો તાવ આવે છે તેનું મોઢું, ગળું ને નાકમાં તે ઉભરાઈ નીકળે છે. તેથી તેના થુંકમાં પણ આ જંતુઓ ઘણાં હોય છે. જ્યારે આવો દર્દી છીંક ખાય કે ઉધરસ ખાય કે શ્વાસ બહાર કાઢે ત્યારે આ જંતુઓ બહાર ફેલાય છે. જો સાજો માણસ આ જંતુઓવાળી હવા લે તો તે જંતુઓ તેના નાક તથા ગળામાં પેસી જાય છે ને તેને પણ તે દર્દ લાગુ પડે છે. પ્રથમ તેને શરદી થઇ સળેખમ થાય છે ને તે છીંકવા લાગે છે ને નાકમાંથી પાણી ગળે છે. પછી મેલેરીઆ તાવની માફક તે ટાઢથી ધ્રુજે છે. તેને ખૂબ તાવ ચડે છે અને શરીરના બધાં ગાત્ર ને સાંધા દુઃખે છે."

કુ. જયપાળે પૂછ્યું, "આ રોગ મટે શી રીતે? તેની કંઇ શોધ થઇ છે?"

દાક્તરે ઉત્તર દીધોઃ "જરૂર, બધા પ્રકારના ઇન્ફ્લુએન્ઝાના તાવનો એક જ ઇલાજ છે એમ તો ન કહી શકાય. કેમકે દરેક પ્રકારના તાવના ભિન્ન ભિન્ન જંતુઓ હોય છે. ડૉ. ફેફરના એક જાતના જંતુની મ્હેં વાત કરી. ઇન્ફ્લુએન્ઝાના જંતુઓની શોધના પ્રયોગોમાં પ્રાણ ખોનાર ડૉ. મીલસને બીજા પ્રકારના જંતુઓ શોધી કાઢયાં છે. એનો નાશ કરવાનું પણ ઝેર શોધવામાં આવ્યું છે,

જેના પ્રયોગો હજુ થાય છે ને અજમાવવામાં આવે છે. મરકી, કોલેરા ને મેલેરિયાની જેમ આ દર્દ પણ નિર્મૂળ કરવા દાક્તરો પ્રયાસ કરી રહ્યા છે."

કુ. જયપાળે પૂછ્યું: "પણ તેઓ આ શોધમાં ક્યાં લગી પહોંચ્યા છે?"

દાક્તરે ઉત્તર દીધો: "જ્યારે આ જાતનો તાવ આવે ત્યારે અન્ય પ્રકારના તાવની માફક આ તાવ પણ ઉતરી જશે એવી બેકાળજી ન રાખવી. પણ તાવ ચડતો લાગે કે પથારીમાં સૂઇ જવું ને આરામ લેવો. જો દાક્તર મળે તેમ હોય તો બોલાવી દવા લેવી. કેમકે આ જંતુઓ હૃદયપર, ફેફસાંપર ને પેટપર એકદમ અસર કરે છે. માટે બનતી વહેલી દાક્તરની સલાહ લેવી."

કુ. જયપાળે પૂછ્યું: "જો પાસે દવાખાનું કે દાક્તર ન હોય તો કઇ દવા લેવી? એ રોગ અટકાવી શકાય ખરો?"

દાક્તરે જવાબ આપ્યો: "તેની ત્રણ દવા છે, જે તાવ અટકાવે છે તથા ઉતારે છે. ગામમાં ઇન્ફ્લુએન્ઝાના વાયરા સંભળાય કે તરત જ દરરોજ બે–ત્રણવાર બબ્બે ગ્રેન કિવનીન લેવું. અગર દિવસમાં ત્રણવાર તજના અર્કનાં બે ટીપાં પાણીમાં લેવાં. બંગાળના આરોગ્ય ખાતાના વડાનો અનુભવ છે કે આ પ્રયોગથી એ પ્રાન્તમાં ઘણો ફાયદો થયો હતો. 'યુકેલિપ્ટસ' તેલ રૂમાલમાં નાંખી સુંઘવાથી પણ તે અટકાવી શકાય છે. આ તાવના દર્દીથી દૂર રહેવું તે પણ જરૂરનું છે. અગર તે દર્દીની પાસે આવવા જરૂર પડે ત્યારે પાતળું કપડું મોઢાં તથા નાક આડું રાખવું. કુટુંબમાં કોઇને આ તાવ આવે તો બનતા સુધી તેને જુદા ઓરડામાં રાખવો, ને તેને જમીન-પર થુંકવા કે લીંટ નાંખવા ન દેતાં થુંકદાનીમાં તે નાંખે તેમ કરવું. પછી તે થુંકદાની ઉકળતું પાણી નાંખી ધોવી. છોકરાંને આ તાવ આવે તો તેમને નિશાળે ન મોકલવાં. એ તાવના દર્દીએ કોઇ સભામાં

કે રેલ્વેમાં પણ ન જવું. પણ એટલો વખત ઘેર જ રહેવું. એ રોગ શમ્યા પછી પણ કેટલાક દહાડા પૂર્ણ આરામ લેવો. કેમકે આ તાવથી હૃદય ઘણું નબળું પડી જાય છે. તેથી આ તાવ ઉતરી ગયા પછી આરામ જ લેવો જોઇએ."

આટલી વાતચીત થયા પછી દાક્તરે સ્વદેશમાં પાછા જવા રજા માંગી. પ્રયાણની સર્વ તૈયારી કરી રાખી હતી, એટલે રાજાજીએ કહ્યું: "આપ કાયમ માટે જ અહીં રહી જાઓ એમ અમ્હારી તો ઇચ્છા છે. પણ ગંગાદેશમાં આપના રાજાને તથા આપના દેશને આપની વધુ જરૂર આપ બતાવો છો માટે હું લાચાર છું. તેથી નિરૂપાયે રજા આપીશ. પણ આપ કાલે વળી એક વધુ સભા થયા પછી સીધાવજો."

---

## ૩૩.

## ચેપી રોગો સામે શરીર ઢાલરૂપ બને છે?

બીજે દહાડે સવારે રાજાજીએ કચેરી ભરી. એક છાપામાં વકીલે તેજ દિવસ વાંચેલું કે અમેરિકાના બફેલો નામના નગરના પાંચ માણસો પાસેના એક ગામમાં અમુક કામસર ગયા હતા. તે પાછા આવ્યા ત્યારે તેમાંના ચાર જણને ટાઇફોઇડનો તાવ લાગુ થયો હતો. આ તાવ પણ એક ચેપી રોગ છે. તે પાંચે જણે તે ગામનું પાણી તો પીધું હતું અને પેલા તાવના જંતુ બધાના પેટમાં તે પાણીદ્વારા ગયા હતા પણ તેમાંથી ચાર જણને તે રોગ લાગુ પડયો હતો, તેથી વકીલના મનમાં શંકા ઉદ્ભવી હતી. માટે તેણે આજે દાક્તરને તે વાત કરીને પ્રશ્ન કર્યો: "પેલા પાંચમા જણે પણ તે જ પાણી પીધું હતું, તેનાપર ટાઇફોઇડના જંતુઓએ કેમ આક્રમણ ન કર્યું? વળી કહે છે કે એ ગામના બધા લોક તે જ જંતુરૂપી ઝેરવાળું પાણી મહિનાઓથી પીતા હતા છતાં થોડા જ

શહેરીઓને એ રોગ થઇ આવ્યો હતો, ત્યારે દાક્તર સાહેબ! તે જંતુઓની અસર બધા લોકોપર કેમ ન થઇ?"

દાક્તરે કહ્યું: "વૈદક ઇતિહાસની ઘણી અગત્યની શોધના પરિણામ એજ આ પ્રશ્નનો ઉત્તર છે. પેશ્વરે જુના કૉલેરાના જંતુ પીચકારી દઇને એક મરઘીના શરીરમાં દાખલ કરેલ તેના પ્રયોગ પણ આ પ્રશ્નના ઉત્તરરૂપ છે. વળી આપણને કોઇ રોગ કેમ થાય છે અને જે સ્થળે કોઇ ચેપી રોગ જોરથી ફાટી નીકળ્યો હોય ત્યાં આપણે વસતા હોઇએ છતાં તેમાંથી ચમત્કારીક રીતે આપણે કેમ બચી જઇએ છીએ તેનો ખુલાસો પણ આ પ્રશ્નના ઉત્તરમાં છે. ધારો કે જાહેર ટેલિફોનના યંત્રપર ઇન્ફ્લુએન્ઝા તાવવાળો એક જણ આવી ગયો છે ને તે તાવના જંતુ ત્યાં મુકતો ગયો છે. તે યંત્રપર બીજા બે માણસ પછીથી આવ્યા ને તે યંત્રનો ઉપયોગ કર્યો. પેલા જંતુઓ બન્નેને મળે છે. આમાંના એકને તે તાવ લાગુ થાય છે અને બીજાને તે લાગુ નથી થતો. બીજો દાખલો આપું. ઓરીના વા વાય છે. એક કુટુંબના ચાર બાળક છે, તેમાંના ત્રણને ઓરી નીકળે છે. એક બચ્ચું બચી જાય છે. આવા ઘણા ઘણા દાખલા રોજ બને છે. અમુક રોગો ફાટી નીકળે છતાં કેટલાક માણસો કુદરતી જ તેમાંથી બચી જવા પામે છે એવો સદીઓ જુનો અનુભવ છે. છતાં તેનો સંતોષજનક ખુલાસો રોગજનક જંતુઓના સિદ્ધાન્ત સ્થપાયા સુધી હાથ લાગ્યો નહોતો. માણસને અમુક રોગ ન થાય તેનો કૃત્રિમ ઇલાજ કરવાની શોધ થઇ ત્યારે આ ખુલાસાનું બીજું પગથીયું મળ્યું. હાલ તો દાક્તરો કહે છે, "એક દિવસ એવો પણ આવશે કે જ્યારે શરીરને સઘળા રોગ સામે ઢાલરૂપ બનાવવાની જાતજાતની રસીઓની શોધ થશે, અને દરેક કુટુંબના દાક્તર રસી મૂકી શરીરને રોગ સામે ઢાલરૂપ બનાવનારા જ હશે. એ સિદ્ધાન્ત આ પ્રમાણે છે:—

"આપણા શરીરમાં અસંખ્ય રસાયણિક ઝીણા પદાર્થો છે,

જેનું કામ રોગ સામે લડનાર આગલી હરોલની ટુકડી જેવું છે. આ પદાર્થોમાં અમુક રસાયણિક સંયોજક ગુણ છે. કેટલાક રોગના જંતુ આ પદાર્થ જોડે રસાયણિક સંયોજનના ગુણવાળાં છે. જ્યારે એ જંતુ શરીરપર આક્રમણ કરે ત્યારે તેને પ્રથમ પેલા સંયોજનના ગુણવાળો પદાર્થ મળે છે ને સંગ્રામ ચાલે છે. એ પદાર્થ આ જંતુનો નાશ કરે છે અને આપણને ખબરે પડતી નથી કે સંગ્રામમાં આપણે વિજયી બન્યા છીએ."

"ધારો કે ત્હમારૂં શરીર અત્યારે મરડાના રોગના જંતુઓ સામે થનાર સંયોજનના રસાયણ પદાર્થથી રક્ષિત થયલું છે. અલબત્ત તે પદાર્થ ટાઇફોઇડ તાવના જંતુ સામે કંઇ કામનો નથી, તેથી જો મરડાના જંતુઓ તેને મળે તો તેઓ ત્યાં ડેરા–તંબુ તાણી પડાવ નાંખે તે અગાઉ તેની સામે સંગ્રામ ચાલી તેનો નાશ થાય છે અને મરડાના રોગ સામે ત્હમારૂં શરીર ઢાલરૂપ બને છે. હવે ત્હમે જો કદાચ એકવાર ટાઇફોઇડ તાવના ભોગ બની ગયા હો ને તેમાંથી ત્હમને આરામ થયો હોય તો ટાઇફોઇડના જંતુનો નાશ કરે તેવો પુરતો પદાર્થ ત્હમારા શરીરમાં પેદા થઇ ત્યાં રહેલો તૈયાર હોય છે."

"પેલો બફેલો ગામનો એક માણસ ટાઇફોઇડના જંતુઓથી બચ્યો તેનું કારણ એ કે તેનામાં આવો રસાયણિક પદાર્થ પુરતો હતો. વળી તે શહેરના ઘણાક લોકના શરીરમાં ટાઇફોઇડના જંતુ સામે થવા જોઇતો રસાયણિક પદાર્થ ધીમે ધીમે પેદા થયો હોવો જોઇએ. કેમકે તે ગામનું પાણી ધીમે ધીમે બગડયું હશે. સૈકાઓથી માણસના શરીર રોગ સામે થવા ઢાલરૂપ બન્યાં છે તેના બે કારણ છે. એક તો કુદરતી જ આ રસાયણિક પદાર્થ માણસના લોહીમાં જન્મથી જ આવ્યો હોય; અને બીજું જો તે એકવાર એ રોગનો ભોગ બની ગયો હોય ને તેમાંથી બચી ગયો હોય તો તેના શરીરમાં આ રસાયણિક પદાર્થ ઉત્પન્ન થઇને રહેલો હોય છે. દાખલા તરીકે

જેને એકવાર કૉલેરા થયો હોય ને તેમાંથી તે બચી ગયો હોય તો કદી ફરીથી તેને એ રોગ થતો જ નથી. આથી જ આવા નિરીક્ષણ પછી રોગ અટકાવવાના વિચિત્ર ઉપાય મનુષ્ય–પ્રાણીઓએ કેવા લીધાં છે તે સમજાય છે. એશિયાના કેટલાક દેશના લોક કોઇ છોકરાંને શીતળાનો રોગ હળવે રૂપે થયો હોય તે વેળા તેણે પહેરેલ ઝભલું પોતાનાં બાળકને પહેરાવે છે. કેમકે એથી પોતાના બાળકને પણ તે રોગ હળવેરૂપે લાગુ પડે. પછી તેને ભયંકરરૂપે તે રોગ કદી ન થાય, અને મરણને શરણ થતું તે બાળક બચે. એથી જ જેને શીતળા સાવ સામાન્ય રૂપે નીકળ્યાં હોય તેનો ચેપ તર્ક લોકો પોતાના બાળકને હાથે ચરકો પાડી ઘસી દે છે.

"ઇસ્વી. ૧૮૮૦ માં એક દહાડો અચાનક પેશ્ચરે જુના કૉલેરાના જંતુની રસી કેટલાંક મરઘાંને મૂકી. મરઘાંને ચરકા ઘણા દહાડા અગાઉ કર્યા હતા. તાજા નહોતા કર્યા. રસી મૂક્યા પછી તે માદાં પડયા ને પછી સાજાં થયાં. હવે તો એ રોગ સામે તેનાં શરીર ઢાલરૂપ બન્યાં. પ્રયોગશાળામાં રસી બનાવવાની શરૂઆત આ મુજબ થઇ. પેશ્ચરે આથી બતાવ્યું કે નરમ પડેલાં જતું જ્યારે આપણા શરીરમાં દાખલ કરવામાં આવે ત્યારે તે કંઇ ગંભીર નુક-સાન કરતાં નથી પણ એ રોગ ફાટી નીકળે ત્યારે માણસનું શરીર તે રોગ સામે ઢાલરૂપ થઇ જાય છે. આ રીતે પેલો રસાયણિક પદાર્થ શરીરમાં પેદા થાય છે. તે પછી થોડા વર્ષ બાદ અન્ય વૈજ્ઞા-નિકોએ શોધી કાઢ્યું કે રોગ સામે ઢાલરૂપ બનેલ કોઇ પ્રાણીના શરીરમાંથી લોહી લઈ તે અન્ય પ્રાણીના શરીરમાં દાખલ કરીએ તો ઘડીભર તે પ્રાણી પણ એવા રોગથી રક્ષિત બને છે. રોગ અટ-કાવવાની તથા થયો હોય તો રસી મૂકી મટાડવાની પદ્ધતિની અહીંથી શરૂઆત થઇ. આ રીત બીજા પકારની છે. આમાં પેલો રસાયણિક પદાર્થ શરીરમાં તૈયાર દાખલ કરવામાં આવે છે. બહાદૂર લોકોએ આ વાતો જીવના જોખમે સિદ્ધ કરી છે અને છેલ્લા ચાલીસ

વર્ષમાં અનેક જણુ ગુજરી પણુ ગયા છે. કેમકે રોગ અટકાવવાની નવી પ્રથાનો કોઇ મનુષ્ય પ્રાણી પર પણુ પહેલો પ્રયોગ તો કરવાની જરૂર પડે છે.

" હાલમાંજ ફિલાડેલ્ફીયાના એક દાક્તરે સંધીવા મટાડવાની રસીની શોધ કરી છે. આ રોગ વૃદ્ધાવસ્થાનોજ નથી પણુ ઓરી જેવો તે ચેપી રોગ છે. હૃદયના રોગ અન્ય કોઇ રોગ કરતાં વધુ મૃત્યુ ઉપજાવે છે; અને આ સંધીવાથી પંદરથી પચીસ ટકા હૃદયના રોગ થાય છે. હમણાંજ બે અમેરિકન દાકતરો રોય પી. ફોર્લ્સ અને બી. ગ્રીને સાબીત કરી આપ્યું કે ઓરીવાળાં બાળકના લોહીનાં થોડાં ટીપાંની રસી તેના નાનાં ભાઇ બહેનોને મુકી હોય તો તેમને તે રોગ કદી થતો નથી. જ્યારે દર્દીનો તાવ ઉતરવા માંડે ત્યારે આ લોહીનાં ટીપાં લેવાં જોઇએ. તેમાંથી બનાવેલી રસીથી બચ્ચાંઓને સાવ નરમ રીતે ઓરી નીકળે છે; અને તેથી તે માંદા પડયા સિવાય જ તેમના શરીર એ રોગ સામે ઢાલ રૂપ બને છે. આજે ટાઇફોઇડ તાવ સામે, શીતળા સામે, હડકાયાં કુતરાના ઝેર સામે; મરડા સામે, પ્લેગ સામે, કોલેરા સામે કે પીળા તાવ સામે કે ઓરી સામે રસી મુકાવી માણસ પોતાનું શરીર ઢાલ-રૂપ બનાવવા સમર્થ છે. ઇન્ફ્લુએન્ઝા, નાના બચ્ચાંઓને થતો લકવો, ન્યુમોનીઆ અને ક્ષયના રોગ સામે શરીરને ઢાલરૂપ બનાવનાર રસીની શોધ થઇ રહી છે. છતાં ચેપી રોગો સામે થવાનો સંગ્રામ તો હજુ હવે શરૂ થાય છે. મૂળ કારણુ તથા તેનાથી થતી અસર મટાડવાને બદલે આપણે તેનાં ચિહ્ન મટાડવામાં ધ્યાન દઇએ છીએ. જીવંત પદાર્થનું રસાયણિક બંધારણુ ઘણે દરજ્જે આપણે જાણતા નથી. ધાતુઓ શોધી કાઢવાના કામમાં મનુષ્યો જે વખત શક્તિ કે મહેનતનો ભોગ આપી રહ્યાં છે તેટલો વૈદકની શોધ પાછળ આપતા હોય તો આજે જેમ પોલાદની બનાવેલી અસંખ્ય ચીજો મળે છે તેમ બધા રોગની રસીની વિપુલતા હોત. જે રસાયણુ

શાસ્ત્રને આ વિષય તરફ વળવું હોય તેને માટે આ વિશાળ ક્ષેત્ર હજુ ખુલ્લું પડયું છે."

વકીલે પૂછયું: "રોગ સામે થવાની શક્તિ શરીરમાં કુદરતી હોય છે તે શું વારસાજન્ય છે? જો તમારા કુટુંબના કોઇ માણસને ઓરી ન નિકળ્યાં હોય તો શું તમારા બચ્ચાં એ સામે સલામત છે એમ મનાય?"

દાકતરે ઉત્તર દીધો: "ના. ચેપી રોગ સામે સદા માટે ઢાલ-રૂપ થવાનો ગુણ વારસાજન્ય નથી. માબાપ સાથે નિકટના સહવા-સમાં રહ્યાથી ક્ષય અગર એવા ચેપી રોગ બાળકોને લાગુ પડે છે. ન્યુયોર્કના ડૉ. ફ્રેમુલ્નર કહે છે કે શહેરના લોકનાં શરીર ગામડાના દેખીતા તંદુરસ્ત માણસોના શરીર કરતાં રોગ સામે વધુ સારાં ઢાલરૂપ બન્યાં હોય છે. આનો ખુલાસો એમ છે કે તે શહેરી જન ત્યાં અનેક વર્ષથી વસતો હોય છે અને અનેક રોગનાં જંતુ તેના શરીરમાં પેસે છે. તેથી તે રોગો સામે સંગ્રામ કરી તેનો નાશ કરનાર રસાયણીક પદાર્થ ધીમે ધીમે શહેરી જનના શરીરમાં પેદા થાય છે. આમ શહેરી માણસનું શરીર રોગો સામે સારૂં ઢાલરૂપ તૈયાર થાય છે.

"જો મરડાના ચેપની રસી રોજ રોજ કોઈ પ્રાણીના શરીરમાં મૂકીએ અને હમેશ તેનું પ્રમાણ વધારતા જઇએ તો તે ચાલી શકે. પણ છેલ્લે દહાડે જેટલી રસી તમે મૂકો તેટલીજ જો પહેલે દહાડે મૂકી હોત તો તે પ્રાણી મરણ શરણ થાય. આવુંજ શહેરીના શરીરમાં રોગ સામે ઢાલરૂપ થવાની શક્તિનું બને છે. આજે ધારો કે તેના શરીરમાં ત્રિદોષ તાવનાં થોડાં જંતુ પેઠાં; એટલે તરતજ તેના સામે થનાર રસાયણીક પદાર્થ ત્યાં ઉત્પન્ન થાય છે. વળી ધારો કે થોડા અઠવાડિયા બાદ બીજાં નવાં વધુ જંતુ તેમાં પેઠાં, એટલે વળી વધુ પેલો પદાર્થ ત્યાં પેદા થયો. આ રીતે છેવટે તે રોગ સામે થવાને સંપૂર્ણ ઢાલરૂપ તેનું શરીર બને છે.

ગામડાના લોકને શહેરીઓની જેમ ચેપી રોગવાળી ગીચ ગલીઓમાં તથા ગંદા માળાઓમાં હમેશ રહેવાનો અભ્યાસ નહિં હોવાથી ગામડાવાસીના શરીરમાં આવા રોગના જંતુઓનો નાશ કરનાર રસાયણીક પદાર્થ ઉત્પન્ન થતો નથી. આપણે ગમે ત્યાં રહેતા હોઇએ પણ જેમ જેમ આપણે મ્હોટા થતા જઇએ તેમ તેમ આ રીતે રોગના જંતુઓ ધીમે ધીમે મળવાથી પેલો રસાયણીક પદાર્થ ક્રમશઃ ઉત્પન્ન થતો જાય છે અને તે રોગ સામે આપણું શરીર ઢાલરૂપ બનતું જાય છે. પણ ત્રિદોષના તાવ અગર સામાન્ય શરદીને આ વાત લાગુ પડતી નથી. ઘણી વાર આપણે ભૂલથી એવું માનીએ છીએ કે માત્ર સારી તંદુરસ્તીથી જ ચેપી રોગ સામે આપણું શરીર ઢાલરૂપ બને છે. કેટલાક કહે છે કે મ્હને સંપૂર્ણ તંદુરસ્ત થવા દો ને પછી ગમે તેવો ખરાબ ચેપી રોગ જે સ્થળે ફાટી નિકળ્યો હોય ત્યાં મૂકો; પણ મ્હને કશું થશેજ નહિ." આ વાત તદ્દન ખોટી છે. ઘણા મજેના તંદુરસ્ત શરીરવાળા 'બેઇઝ બોલ' નામની મરદાનગી રમત ખેલનાર માણસોને સામાન્ય લોક કરતાં ટાઇફોઇડ તાવ વધુ લાગુ પડે છે. ગામડામાં રખડતાં ગમે તેવાં પાણી પીએ, જે દ્વારા તે તાવનાં જંતુ શરીરમાં પ્રવેશે ને તેથી એ રોગ તેમને થઇ આવે છે. તેમાં તેમની તંદુરસ્તી વચ્ચે આવી ઉભી રહેતી નથી.

"અમેરિકાની જાહેર આરોગ્યની શાળાવાળા સદ્‌ગત ડૉ. રેનોલ્ડે રસિક પ્રયોગો કરી જોયા છે. તેમણે ચાલીસ સારા ઉંદર લીધા. તેમાંથી વીસને પરાણે દોડાવી કસરત કરાવી અને બાકીના વીસને એમને એમ રહેવા દીધા. પછી એકવીસ અઠવાડિયા બાદ તે ચાલીસે ઉંદરને ત્રિદોષના જંતુની રસી મૂકી બીજે દહાડે જોયા તો પેલા કસરત વગરના ઉંદરડા હોંશિયાર, ચકચકીત આંખોના પલકારા મારતા સારા તંદુરસ્ત હતા પણ પેલા કસરતવાળા ઉંદર માંદા પડયા હતા અને તેમાંના પાંચ ગુજરી ગયા હતા.

"તેણે વળી બીજો પ્રયોગ પણ કર્યો હતો. દસ કુક્કરને ખૂબ ખવરાવ્યું. દસને ઓછો ખોરાક આપ્યો અને ત્રીજી દસની ટોળીને ભૂખી રાખી. પછી બધી ટોળીઓને ત્રિદોષના જંતુની રસી મૂકી. ત્યાર બાદ પેલી ભૂખી ટોળીને જે ખાય તે ખાવા દીધું અને તેમાંથી બે કુક્કર ગુજરી ગયાં. ખૂબ ખાધેલ કુક્કરને પણ જે ખાય તે ખાવા દીધું ને તેમાંથી પાંચ ગુજરી ગયાં. પણ ઓછા ખોરાકવાળાને કશોજ ખોરાક ન લેવા દીધો ને તેમાંથી સાત ગુજરી ગયલા માલમ પડયાં."

"રોગ સામે થવાના રસાયણીક પદાર્થ બે પ્રકારના થાય છે. એક તો રોગના જંતુ સામે યુદ્ધ મચાવે છે અને બીજો જંતુથી ઉત્પન્ન થતી રસી સામે સંગ્રામ માંડે છે. મરડાના જંતુ સામે થનાર રસાયણીક પદાર્થ ત્હમારા શરીરમાં છે કે કેમ તે જાણુવાની નીચેની પદ્ધતિ ઉત્તમ છે. રોગની થોડી રસી ચામડી નીચે મૂકો. જો રાતો ફોલ્લો ઉઠી આવે તો તે પદાર્થ ત્હમારા શરીરમાં નથી. જો ચામડી પર કંઇ ન થાય તો તે પદાર્થ શરીરમાં છે એમ જાણો. ડૅા. ફ્રેમુલ્નર ચેપી રોગ સામે તમારા શરીરનું રક્ષણ કરવાના નીચેના ચાર નિયમ આપે છેઃ—

(૧) કયા રોગ સામે થવાની તમારામાં શક્તિ છે તે શોધી કાઢો. ત્હમારા દાકતરને પૂછો તે શોધી આપશે. જો ત્હમે કૅાલેરા, ટાઇફોઇડ, શીતળા, પીળીયો તાવ કે ઓરીનો ભોગ બની ગયા હશો તો તે રોગો તમને ફરીથી ના થાય.

(૨) જે રોગ સામે થવાનો રસાયણીક પદાર્થ તમારા શરીરમાં ન હોય તેને સારૂ તમે રસી મૂકાવો.

(૩) તમારા ગામના દાકતર સૂચવે તેવા ચેપી રોગ થવાના ભયમાં કદિ ન પડો.

(૪) તંદુરસ્તીના સામાન્ય નિયમ બરાબર પાળો. ખાસ કરી સ્વચ્છતા, સૂર્યનો પ્રકાશ ને ચોકખી હવા ખૂબ લ્યો.

"જો ઉપલા નિયમ બરાબર પાળશો અને ત્હમારા ડાકતર બતાવે તે સાવચેતી રાખશો તો અનેક રોગના જંતુઓ સામે તમારૂં શરીર ઢાલરૂપ ખુશીથી બનશે. તમે એક કલાક શાંત બેસો છો તેટલા સમયમાં તમારા નાક દ્વારા શ્વાસોશ્વાસમાં ૧૪૦૦૦ થી ૧૫૦૦૦ ઝીણા જંતુઓ શરીરમાં પેસે છે. પણ આ વાત કદિ યાદ લાવશો નહિ. વિશ્વાસ રાખજો કે એક દહાડો રસાયણ શાસ્ત્રીઓ તથા જંતુજ્ઞાનશાસ્ત્રીઓ ચેપી રોગો સામે થવાના ઔષધોની યોગ્ય રસી અવશ્ય તૈયાર કરશેજ."

આ વાતમાં સૌને અતિ રસ પડ્યો. આજે ડૉ. સીતારામ સ્વદેશ સીધાવવાના હતા તેથી રાજાજીએ તેમને અતિ કિમતી પોષાક ભેટ ધર્યો. પોતાના દેશ પર તેણે જે ઉપકાર કર્યો હતો તે માટે સૌએ તેનો ખૂબ આભાર માન્યો અને ઘણી પ્રશંસા કરી. ગંગા દેશની માફક જમના દેશ પણ આરોગ્યનો પ્રદેશ બનેલો જોઈ તેને ઘણા ઘણા ધન્યવાદ આપ્યા. ત્યારબાદ ડૉ. સીતારામે વિનયપૂર્વક સૌની વિદાય માંગી અને પોતાના દેશ પ્રત્યે પ્રયાણ કર્યું.

